# સલોકા સંગ્રહ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

## શા. કેશવલાલ સવાઇભાઇ.

સમશેર બહાદુરવાળા.

રીચીરોડની સડક ઉપર—અમદાવાદ.


આવૃત્તિ ૪ થી   સને ૧૯૧૬   પ્રત ૨૦૦૦

અમદાવાદ:—શાહપુર ન[illegible]પોળમાં પટેલ
ડાહ્યાભાઇ દલપતરામે પોતાના ક
પ્રજાહિતાર્થ મુદ્રાલયમાં છાપ્યું.

---

કીમત ૦-૬-૦

# સલોકા સંગ્રહ.

## ભાગ ૧ લો.

જુદી જુદી જાતના અગીઆર
સલોકાનો સંગ્રહ કરી.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**શા. કેશવલાલ. સવાઇભાઇ.**
સમશેર બાહાદુરવાળા.
રીચીરોડની સડક ઉપર—**અમદાવાદ.**

જૈન ધર્મનાં તથા કાયદાનાં પુસ્તકો વિગેરે સસ્તી
કિંમતે વેચનાર.

અમદાવાદ:—શાહાપુર નવીપોળમાં પટેલ
ડાહ્યાભાઇ દલપતરામે પોતાંના શ્રી
પ્રજાહિતાર્થ મુદ્રાલયમાં છાપ્યું.

આવૃત્તિ ૪ થી    સને ૧૯૧૬    પ્રત ૨૦૦૦

કીમત ૦—૬—૦

## ચોવીસ તિર્થંકરોનાં નામ, તથા માતા, પિતા, લાંછન, વિગેરેનાં નામનો કોઠો.

| નંબર. | તિર્થંકરોનાં નામ. | માતાનાં નામ. | પિતાનાં નામ | લંછન. |
|---|---|---|---|---|
| ૧ | રીખવદેવ | મરૂદેવીમાતા | નાભિરાજા | ઋષભ |
| ૨ | અજીતનાથ | વિજયામાતા | જીતશત્રુરાજા | હાથી |
| ૩ | સંભવનાથ | સેનામાતા | જીતારીરાજા | ઘોડો |
| ૪ | અભિનંદન | સિદ્ધાર્થામાતા. | સંવરરાજા | વાંદરો |
| ૫ | સુમતીનાથ. | મંગલામાતા. | મેઘરાજા | ક્રૌંચપક્ષી |
| ૬ | પદ્મપ્રભુ | સુશીલામાતા | શ્રીધરરાજા | રાતુકમળ |
| ૭ | સુપા રશ્વનાથ | પૃથ્વીમાતા | પ્રતિષ્ટરાજા | સાથીઓ |
| ૮ | ચંદ્રપ્રભુ | લક્ષ્મણામાતા | મહાસેનરાજા | ચંદ્રમા |
| ૯ | સુવિધિનાથ | રામામાતા | સુગ્રીવરાજા | મછમઘર |
| ૧૦ | શિતળનાથ | નંદામાતા | દ્રઢરથરાજા. | શીવછ |
| ૧૧ | શ્રેયાંશનાથ. | વિષ્નુંમાતા | વિષ્નુંરાજા | ખડગી |
| ૧૨ | વાસુપુજય | જયામાતા | વસુપુજ્યરાજા | પાડો |
| ૧૩ | વિમળનાથ. | શ્યામામાતા | સૃતવર્મરાજા | સુઅર |
| ૧૪ | અનંતનાથ | સુયસામાતા | સિંહસેનરાજા | સેચાણો |
| ૧૫ | ધર્મનાથ. | સુવ્રતામાતા | ભાનુંરાજા | વજર |
| ૧૬ | શાંતીનાથ | અચિરામાતા | વિશ્વસેનરાજા | હરણ |
| ૧૭ | કુંથુનાથ | શ્રીમાતા | સુરરાજા | બોકડો |
| ૧૮ | અરનાથ | દેવીમાતા | સુદર્શન રાજા | નંદાવત |
| ૧૯ | મલ્લીનાથ | પ્રભાવતીમાતા. | કુંભરાજા | કળશ. |
| ૨૦ | મુનીસુવ્રત. | પદ્મામાતા | સુમિત્રરાજા | કાચબો |
| ૨૧ | નમીનાથ | વિપ્રામાતા | વીજયરાજા | નીલકમલ |
| ૨૨ | નેમનાથ | શિવાદેવીમાતા | સમુદ્રવિજયરાજા | શંખ |
| ૨૩ | પારશ્વનાથ | વામામાતા. | અશ્વસેનરાજા | સર્પ |
| ૨૪ | મહાવીરસ્વામી. | ત્રિસલામાતા | સિદ્ધાર્થરાજા | સિંહ |

# સલોકા સંગ્રહ.

## શ્રી આદિનાથનો સલોકો.

સરસ્વતિ માતા દ્યો મુજ વાણી, સમરું જિનશાસન વર- દાની વાણી; નાભિરાયા ને મરૂદેવારાણી, કુખે ઉપન્યા કેવળ નાણી. ૧ ચઉદે સુપનમાં રાત વિહાણી, બીજે શાસ્ત્રે તો સ- બલી વખાણી; મેં તો સંક્ષેપે કીયો છે જાણી, હવે વર દીઓ માતા બ્રહ્માણી. ૨ પૂરે મહિને બાળક જાયો, છપન્ન કુમારી મળીને ગાયો; ચોશઠ ઈંદ્રાદિક ઓચ્છવે આવે, મેરૂ જઈને નીરે ન્હવરાવે. ૩ વળતો માવિત્રે ઓચ્છવ કીધો, નામ ઋષભ કુંવર દીધો; માતા ધવરાવે નવરાવે ગાવે, મહોટેરા હુઆ મેવા ખવરાવે. ૪ આપણે એટલાનાં નામ ન આવે, કહેશું વિચારી તે ભલ ભાવે; ઘેબર જલેબી લાડુ લાખીણા, પેંડા પતાસાં ફળ- ફળતાં ફેણા. ૫ રૂડાં દહિથરાં દેવગરાંથાળી, માંહિ મરકીને સેવ સું આલી; શાકરનો શીરો લાપશી તરધારી, મરૂદેવા માતા પીરશે દશવારી. ૬ માતાએ બાળકનું મન ન લીધું, બેટા રી- શાણો થોડુ શું ખાધું; છાંડી એઠુંને અળગોજઇ બેઠો, માતા મન માંહે સંદેહ પેઠો. ૭ મીઠે વચને કરી માતા મનાવે, એ-

ટલે આકાશે ઈંદ્રાણી આવે, ઋષભ રીશાણો આવો મનાવો, આપણે નાચુ ને ગુણ ગીત ગાવો.૮ આદિસર આગળ ઈંદ્રાણી આવે, નવરસ નાટિકનાં વાજાં બજાવે; અહો! આડંબર ભાઇ ભાઈ, ધન ધન સુકૃત તેહની કમાઇ. ૯ નાટિકે નાનડીઓ ખુશાલ કિધો, એક ઈંદ્રાણીએ ઉછંગે લીધો; બીજી મળીને બોકળો દીધો, ત્રીજી કહે છે એમ શું કીધો. ૧૦ પુછે પ્રભુ કેમ રીશાણો કીધો, ઋષભ મનાવી માતાને દીધો; મરૂદેવા પુછે કેમ રીશાણા આઈ, શાક સધળાં મોડાં કેમ લાઈ. ૧૧ પિરસ્યાં પાપડ ભજીઆંને ભાજી, શાક બનાવ્યાં ચતુરાઈ જાજી; કાકડી કંકોડા કારેલાં કેળાં, કાચી કેરીને કરમદાં ભેળાં. ૧૨ કોળાં કાલિંગા કરપટાં ભેળાં. બાકયાં બત્રીશે શાક શમેલાં; શાક પાક તે સધળાં દીધાં, આપે ઇંદ્રાણીએ હાથ શું કીધાં. ૧૩ જુગલીયા ત્યારે કાંઈ ન જાણે, સુરકુમ પાસેથી માગીને આણે; ખાવે ગાવે ને કાંઈ ન કમાવે. જાજુ જીવેને સદ્દગતિએ જાવે. ૧૪ એટલે આદિસર ઉપના જાણી, સૌધર્મ ઇંદ્રે અવધે તવ જાણી; નાભિરાજાને આગળે જઇ, જુગતીએ જઈ વાતજ કઈ ૧૫ રૂષભને જઇ રાજા તુમે થાપો, પાયે લાગીને પદવીજ આપો; જુગલિયા મળીયા મહોત્સવ કરવા. રૂષભ બેસારી ગયા નીર ભરવા ૧૬ એટલે ઈદ્રે મળી કામજ કીધું, છત્ર ચામરને સિંહાસન દીધું; જગમગ જ્યોત છે પીલા પીતાંબર, માળા મુરકીને ઘો-

તક ખબર. ૧૭ વનિતા વાસીને ગઢકોટ કીધો, પેહેલું રાજ-
તો રૂષભને દીધો; વીશ પૂરવ લખ કુંઅર રહિયા, વળતાં રૂષભ
રાજન કહિયા. ૧૮ સુમંગલા સાથે વિવાહ કીધો, સુનંદા
દોલો આણીને દીધો; પરણી પનોતી યુગલિએ જાઈ, ભરત
બ્રાહ્મીને અઠ્ઠાણું ભાઈ. ૧૯ બીજી બાહુબળ સુંદરી બેટી,
જિન જુગલિએ તે રીત મેટી; ત્રેશઠ પૂરવ લખ રાજમેં વહ્યા,
પુત્રોને દેશ વેંચીને લહ્યા. ૨૦ દાન દેઈને સંયમ લીધો, બહુ-
લી દેશમેં વિહાર કીધો; ભોળા જુગલિયા ભેદ ન જાણે, સોનું
રૂપું લઇ દેવાને આણે. ૨૧ ઉનું અન્ન પાણી કોઇ ન આપે,
કષ્ટે અંતરાદિક કર્મને કાપે; સંયમિયા સાથે ફળફુલ ખાયે,
પોતે ગજપુરમાં ગોચરી જાયે. ૨૨ શ્રેયાંસ જાતિસ્મરણ પાયો,
તિણસમે ભેટણ ઈક્ષુ રસ લાયો; પહેલું પારણું તો પ્રભુને ક-
રાવ્યું, પસલી માંહે ઈક્ષુરસ વોરાવ્યું. ૨૩ પ્રથમ પ્રભુ શ્રેયાં-
સને તૂઠા, સાઢી બાર કોડી સોનૈયા વૂઠા; ત્યાંથી પણ ચા-
લ્યા આદેસર ઉઠી, દેશમાં કેહેવરાવ્યું શ્રેયાંસે ઉઠી. ૨૪ તિ-
ક્ષશિલ્લાને ઉદ્યાને આયા, સાંભળી બાહુબળ ત્યાંથી વધાવ્યા;
પરભાતે બેટા વાંદવાને જાય, જુએ ઘણું પણ દરિશન ન થા-
ય. ૨૫ કાને અંગુલિ દેઇ તેણે સાદ કીધો, તુરકે અદ્યાપિ પં-
થજ લીધો; આદિશર પુરીમતાલમે આયા, કર્મ ખપાવી કેવળ
પાયા. ૨૬ ચોમુખ બેઠાને વાજીંત્ર વાયે, તેણે સમે ભરત પાટ

વધાયે, ચક્ર ઉપન્યું નવ નિધિ પાઇ, બેટા અઠ્ઠાણું લ્યો દિક્ષા
ભાઈ. ૨૭ બાહુબલ ટુંકે તો ટેક જણાઇ, સંયમ લીધો તો
તિણ સિદ્ધિ પાઈ; પુત્ર વિયોગે મરૂદેવા માતા. આંખે પડલને
વહે અશાતા. ૨૮ ભરતને કહે વંદણ હાલો, એકવાર દેખું તો
રૂષભ વાલ્હો; કટકની કોડી છે ભરતની સાથે, મરૂદેવા માતા
બેઠાં છે હાથી. ૨૯ પુરિમિતાલને પાંતતીયે આયા, વાજાંના
શબ્દ કાને સુણાયા; મરૂદેવા પુછે છે ભરત રાજાને, બેટા ! વા-
જાં તે વાજે કાહાં કને? ૩૦ તમે રૂષભની રિદ્ધિ ન જાણી, એ-
તો હુઆ છે કેવળનાણી, સેવે સુરનર ઈંદ્ર ઇંદ્રાણી, બારે પ-
રષદાની મેં રિદ્ધિ જાણી. ૩૧ બેઠક બાવાને ત્રણ ગઢ થાય,
રૂપે સોને ને રત્ને જડાય; ઝાળી ઝરૂખા પોલ પતાકા, ધર્મ
ચકર ફરે છે પટકા. ૩૨ મણિમય તોરણ અતિ ઘણું દીપે, ક-
લ્પવૃક્ષ તે સુવર્ણને જીપે; આઠ પુષ્કરિણી ઇતિ નિવારે, પાયે
લાગે છે પરખદા બારે. ૩૩ કાંટા ઉંધાને કમલ રચાય, વાણી
સાંભળતાં વિખવાદ જાય; ઈમ સાંભળી મરૂદેવા માતા, આંખ
પડલને પામે છે શાતા. ૩૪ મોહની મુકીને મન પાછો લીધો,
કેવળ પામીને સિદ્ધિવાસ લીધો; ભરત આદેસર આગળ જાય,
રિદ્ધિ દેખીને રળિયાત થાય. ૩૫ પ્રભુને પુછે વનિતાનો વાસી,
એ રિદ્ધિ એણીપરે રહેશે કે જાશે; વળતા તિર્થંકર ત્રેવીશ થા-
શે, ચોવીશમા તે મરીચી થાશે. ૩૬ તુમ સરખા ચક્રવર્તી

બાર, વાસુ પ્રતિવાસુદેવ અઢાર, નવ બળભદ્રને ત્રેસઠ હુઆ, બીજે શાસ્ત્રે સંબંધ જુજુઆ. ૩૭ પદવિ ત્રેશઠને શરીર સાઠ, માતા તેપનને છ્વ ઓગણસાઠ; બાપ એકાવન સહુ કોઇ જાણે. મુરખ મનમાંહે સંદેહ આણે. ૩૮ મરીચિ પ્રમુખનો સબંધ કહ્યો, ચક્રી સાંભળી હેરાન થયો; બાપ બેટાને વંદણ જાય, અહંકારે નિચ ગોત્ર બંધાય. ૩૯ વાંદી પુજીને ભરત જાય, સંઘ કાઢયાનો ઉછરંગ થાય; શેત્રુજા કેરો સંઘ ચલાઉ, ધર્મ રૂષભનો બહુલો હલાઉં. ૪૦ તાણી તંબુને તૈયાર કીધા, મુહુર્ત જોઇને મેલાણા દીધા; છએ ખંડમાં ફેરી સહરાઇ, શેત્રુંજય યાત્રા આવોરે ભાઇ! ૪૧ દેશી પરદેશી અતિ ઘણા મળીયા, સાહમી સઘળા એ સંઘમાં ભળીયા; પુત્ર પોતરી કોડ સવાઇ, પાંચશેંની નિત્ય આવે વધાઈ. ૪૨ લાખ ચોરાશી ઘોડાને હાથી, રાજા બત્રીસ હજાર શું સાથી; આઇઓ આડંબર અધિક દીવાજે, વાજીંત્ર નિર્ઘોષ સરણાઇ વાજે. ૪૩ આપ ઐરાવણ અસ્વાર છાજે, મેઘાડંબર છત્ર બિરાજે; લાખચોરાશી રથ જોતરિયા, પાયક છન્નું કોડ પરવરિયા ૪૪ પાલીતાણે તે સંઘ પતિ આવે, ગિરિ દેખીને મનસુખ પાવે; સોના રૂપાને ફુલડે વધાવે, ડુંગર દેખીને ભાવના ભાવે. ૪૫ લાહાણી રૂપાને સોનાને નાંણે. કરતો પહોતો સંઘ પાલીટાણે; સંઘ સઘળોહી ચઢીઓ શેત્રુંજે, પહેલા રાયણતણાં પગલાંને પુજે; ચક્રી

જોઇને હુકમ દીધો, પગલાં પાગથી એ પ્રાસાદ કીધો. ૪૬ રૂ-પાની રાંગને સોનાના પાયા. મણિમય દેવલ નવાં નિપાયા; ધવલા રતનમય બિંબ ભરાવે, પ્રતિષ્ટા પુંડરિકને હાથે કરાવે. ૪૭ પ્રતિમા પબાસણ પ્રવેશ કીધો, ખજાનો ખરચીને બહુ જશ લીધો; પુંડરીકને પુછે ભરત રાજા, શેત્રુંજા ઉપર તીરથ જાજા. ૪૮ નામ કહોને વિધિ બતાવો, પ્રદક્ષિણા દઈને સંઘ સાથે આવો; સુરજકુંડમેં સ્નાનજ કીજે. ભૃંગરિ ભીમકુંડે ભરીજે. ૪૯ ચેલણા તલાઈએ વિસામો લીજે, આદિસર પોળે ઉંચા ચઢીજે; મરૂદેવા ટુંક માંહે આવીજે, ચોખા ખાણથી બે ચાર લીજે, ૫૦ ઉંચા અદ્ભૂતને પાયે લાગીજે, મોક્ષ બારીને પોળે પેશીજે; કેસર ઘસીને પુજા કરીજે, સુકૃત ફળનાં એમ જશ લીજે. ૫૧ સુરનર વિદ્યાધર ચક્રવર્તિ રાણી, પ્રતિમાને પુજે ઉ-લટ આણી; અર્ચે ચર્ચેને ગુણ ગીત ગાય, ખેલ ખેલેને ખુશિ-યાલ થાય. ૫૨ ઇણિ વિધિ જાત્રા કરી ઘર આયો, ચક્રી મનમાં આનંદ પાયો; પાલીની પાખતી પોરવાડ ચાવો, નામ નગોને ગામ હિમાવો. ૫૩ પંડિત શાંતિવિમલે ચારિત્ર દીધો, પછી શ્રી પુજયે પન્યાસ કીધો; ધર્મના ઉદ્યમ બહુલા ત્યાં થાય, પા-પ કર્મ તે દુર પલાય. ૫૪ તપ ગચ્છનાયક શ્રી વિજયપ્રભ-સુરિ, ગિરૂઓ ગચ્છનાયક પુણ્યાઇ પુરી; કહે વિનીત વિમલ કરજોડી, એ ભણતાં આવે સંપત્તિ કોડી. ૫૫

ઇતી શ્રી ઋષભદેવ સ્વામીનો સલોકો.

# શ્રી ભરત બાહુબળનો સલોકો.

પ્રથમ પ્રણમું માતા બ્રહ્માણી, તુઠી આપે જે અવિરલ વાણી; ભરત બાહુબળ ભાઇ સજોડે, કહી શું સલોકો મનને કોડે. ૧ નાભિરાજાને કુળે નગીનો, પ્રથમ તિર્થંકર ઋષભ ઉપનો; સો પુત્ર તેહના સમરથ જાણું, ભરત બાહુબળ ભલા વખાણું. ૨ આયુદ્ધશાળાયે ચક્ર ઉપનું, મન તે હરખીયું ભરત ભૂપનું; ચક્ર પુજીને કરી ચઢાઈ, દીધા દેરા તે જંગલમાં જાઇ. ૩ સન્યા લેઈને સબલ દીવાજે, વિવિધ જાત તિહાં રણતુર વાજે; ચક્ર અતુલ બળ આકાશેં હાલે, ભરત સૈન્યશું પુંઠે તે ચાલે. ૪ પૂરવ આદિને ઉત્તર અંતે, આણ મનાવી ચક્રી બળવંતે; સાધ્યા ખટ ખંડ કમલ અપાર, વરસ તે વોળ્યાં સાઠ હજાર. ૫ ગંગા સિંધુને સાધી સરિતા, પછી મલેછના દેશ તે જીત્યા; સેના લેઈને ભરત સધાવ્યા, સાધી ખટખંડ અયોધ્યાયે આવ્યા. ૬ નગરીનાં લોક સામાં તે આવે, મોતીયે થાળ ભરીને વધાવે; વાજે વાજીંત્ર ભુંગલ ભેરી, શેરિયે ફુલડાં નાંખે છે વેરી. ૭ યાચક જન તો કીરતિ બોલે, કોઇ ન આવે શ્રી ભરતને તોલે; દિનદિન દોલત વાધે સવાઇ, બીજાની નહીં તેવી અધીકાઈ. ૮ અનુક્રમે કીધો નગરપ્રવેશ, ચક્રનો ઓચ્છવ

માંડયો નરેશ; ચક્ર તે રહ્યું આકાશે ભમે, આયુદ્ધશાળાયે આ-
વે નહીં કિમે. ૯ સહુ મળીને મનમાં વિમાશે, શા માટે રહ્યું
ચક્ર આકાશે; સુણો સાહિબ કહે સેનાની, ભાઈ તુમારો એક
ગુમાની. ૧૦ બાહુબળ નામે માહા બળધારી, તેહ ન માને
આણ તુમારી; હઠ માંડીને રહ્યો હઠીલો, છત્રપતિ છોગાળો
છેલ છબીલો. ૧૧ અવળો ને એ મહા અભિમાની, સેવા કીધી
છે સાધુ રામાની; અજીત અતુલબળ તેણે તે બળિયો, જા-
લમ જોદ્ધોને સંગ્રામે કળીયો. ૧૨ અનમી તે કેહેની આણ
ન માને, પરાક્રમે પુરો તે પ્રજાને પાળે; એવી તે સુણી વાત
અદ્‌ભૂત, લેખ લખીને મોકલ્યો દુત. ૧૩ દુત તે હવે ભરત
આદેશે, વેગે તે પોહોત્યો બાહુબળ દેશે; કાગળ આપીને કહે
કર જોડી, વેગે તેડયા છે ચાલો તેણે દોડી. ૧૪ કાગળ વાં-
ચીને ચઢયો તે ક્રોધ, દુત પ્રત્યે કહે વચન વિરોધ; કોણ ભરત
જે તેડે છે અમને, નથી ઓળખતા પુછુછું તમને. ૧૫ દુત
કહે છે ભાઇ તુમારો, ભરત ચક્રવર્તિ સાહેબ હમારો; આ-
યુદ્ધશાળાયે ચક્ર ન આવે, તેણે કરીને તમને બોલાવે. ૧૬ કરી
અસવારી વેગે સધાવો, તિહાં આવીને શીશ નમાવો; નાવો તો
કરો યુદ્ધ સજાઈ, માંહોમાંહે મળી સમજો બે ભાઇ. ૧૭ ભરત
ચક્રવર્તિ ખટખંડ ભોગી, અભિમાન સહુનાં રહ્યો આરોગી;
તે આગળ શું ગજું તમારૂં, તે માટે કહ્યું માનો અમારૂં. ૧૮

એમ નિસુણીને બાહુબળ જંપે, મુજ આગે તો ત્રિભુવન કંપે; ચઢયો ક્રોધને દંતજ કરડે, હોઠ કરડે ને મુછજ મરડે. ૧૯ એહવો તે કોણ ભુલોછ મારી, જેહ તડોવડી કરે હમારી; કહે બાહુબળ ચઢાવી રીસ, કરૂં યુદ્ધપણ ન નામું શીશ. ૨૦ વેગો બીજીને દુત તે વળિયો, અનુક્રમે ભરતને આવી તે મળીયો; ભરતને જઈ દુત તે ભાંખે, આંણ ન માને કટકાઈ પાંખે ૨૧ સુણી વાતને માની તે સાચી, ચડાઈ કરવાને ભેરી તે વાજી; હાથી ઘોડાને રથ નિશાન. લાખ ચોરાશી તેહનું પરમાન. ૨૨ રથ લઈને શસ્ત્ર તે ભરિયાં, ધવલા ધોરીડા ધિંગ જોતરીયા; સાથે છન્નું કોડ પાળા પરવરિયા, નેજા પચરંગી દશકોડ ધરિયા ૨૩ પુરા પાંચ લાખ દીવી ધરનાર, મહીપતિ મુગટાલા બત્રીશ હજાર; શેષ તુરંગમ કોડ અઢાર, સાથે વ્યાપારી સંખ ન પાર. ૨૪ સવાકોડ તે સાથે પરધાન, મહોટી નાલનું તેર લાખ માન; સાથ રસાઈઆ સહસ્ર બત્રીશ, લશ્કર લઈને ભરત ચક્રીશ. ૨૫ લશ્કરલઇને ચક્રવર્તિ ચઢીયો, સાહમો આવીને બાહુબળ અડિયો; તેના કટકનો પાર ન જાણું, યમરૂપી તે યોદ્ધા વખાણું. ૨૬ નીશાણે ધાવ દેઇ પરવરિયો, સૈન્ય લઇને સામો ઉતરીયો; કહે બાહુબળ ભરતને જઈ, તાહરી તો શુદ્ધ શા માટે ગઈ. ૨૭ સગા ભાઇશું એમ ન કીજે, રિદ્ધિ પામીને છેહ ન દીજે; જાતે દાહાડે જોને વિમાશી, પર પોતાનો ન હોવે સહ-

વાશી. ૨૮ અંગ વિના તે ડાંગ ન વાજે, ભાડુતે રાખી ભીડ ન ભાંજે; ઘર નવસેં પુત્ર પીયારે, સુખ ન લહિયે ભુત હિયારે. ૨૯ તેં તો અવગણ્યા ભાઇ અઠ્ઠાણું, યતિ થયા છે તજી તે આણું; તાતે લોભીયો તુજને વિચારી, તેણે તે લીધું સંયમ ભારી. ૩૦ તાહારે પાપે તે નાશીને છુટા, ઘણું અઘટતું કીધું તેં જુંઠા, કરતુક તાહરાં કેહેતાં હું લાજું, મુજવડે તું ખટખંડ ગાજું. ૩૧ તુજને જોઉ નજરે જો ફેરી, વાર ન લાગે નાંખતાં વેરી; ફુલદડો લઈ કોમળ હાથે, વઢવું સોહેલું ચુડાલી સાથે. ૩૨ એ નહીં એહવા છાકમ છોલા, ચાહે ચિરાથી ભુલમભોલા, હાક મારૂં તો પરવત ફાટે, લાજ રાખું છું બંધવ માટે. ૩૩ ટચ્ચી આંગળીયે મેરૂને તોળુ, તારો કટક લઇ સમુદ્રમાં બોળું; પણ રાખું છું લાજ પિતાની; વાત વળી કહું બાળપણાની. ૩૪ ગગને ઉછાળ્યો ગિંદુક રીતે, પાછો પડતો તું ધરયો મેં પ્રીતે; ચરણે ઝાલીને ફેરવ્યો તુજને, પવને જિમ ફરે દેઉલ ધ્વજની ૩૫ વળી ફેરવ્યો પાવક વનમેં; જેમ નળરાજાને જુવટ જગમે, બાળપણાંને રૂડાં સંભારી, ગર્વ તે કરજો પછી વિચારી. ૩૬ ભરત સાંભળજે સાચું હું ભાંખુ, હવે કેહની લાજ ન રાખું બાળપણાની રમત નાઠી, હવે બાંધી છે બકરી કાઠી. ૩૭ એમ કહીને રણવટ રસીયો, ધનુષ લઈને સાહામો તે ધસીયો; ઉમટયો :ધુમાડો પ્રગટી ઝાળ,

બાહુબળે તિહાં ઝાલી કરવાળ. ૩૮ બાંધી હથીયાર સાહામો તે આવ્યો, પ્રથમ હુંકારે ભરત બોલાવ્યો; !કાંઇ હણાવે સુભટ ની ધાટા, આપણે કીજે યુદ્ધ બે કાટા. ૩૯ કોઈ બીજાનું અહીંયાં નહીં કામ, ફોકટ બીજાનાં ફોડો કાં ઠામ; ચઢીયે આપણે અવધજ રાખી, સુરનર કોડી કરયા તિહાં સાખી. ૪૦ બેહુને શરીરે રહ્યા બેહુ પાસા, તિહાં સુરનર જોવે તમાસા; ભરત બાહુબળ અધિક દીવાજે, બેહુને શિર છત્ર મુકુટ બિરાજે. ૪૧ ભરત બાહુબળ સાહામા બે ભાઇ, શશિ રવી સરિખા રહે થિર થાઇઃ નિરખી સુરનર રહે સહુ અળગા, દ્રષ્ટીયુદ્ધમાં પ્રથમ જ વળગા. ૪૨ નયણશું નયણાં મેલીને જુએ, ભરતની આંખે આંસુ તે ચુએ; જિમ ભાદરવે જળધર ધારા, જાણે કે તૂટ્યા મોતીના હારા ૪૩ હાર્યો ભરતને બાહુબળ જીત્યો, ત્રિભુવન માંહે થયો વદિતો; બોલ બાહુબળ બંધવ પ્રીતે, બીજું યુદ્ધ કીજે શાસ્ત્રની રીતે. ૪૪ નર હરિનાદ ભરતે તિહાં કીધો, શબ્દ તે સઘળે થયો પ્રસિદ્ધો; રણની ભુમિ લગે રહ્યો તે ગાજી, ગયવર ગહગહ્યા હણહણ્યા વાજી. ૪૫ ગડગડ ગાજે બાહુબળ વેગે, હરિનાદ કીધો તિહાં તેગે; દશો દિશપુરી નાદને છંદે, ત્રિભુવન કંપે તેહને છંદે. ૪૬ સમુદ્ર જળહળ કલ્લોલે ચડિયાં, જાણે ત્રિભુવન એકઠા મળીયા, હાથી હળહળિયા હયવર હણહણિયા, નાદ સુણીને સુરનર રણજણીયા. ૪૭ ત્રીભુવન

થયું તે જિહારે, ભરત વિમાસે મનમાંહે તિહાંરે; એહ અતુ-
લીબળ મહાબળ પુરો, એહ સમોવડ બીજો નહીં શુરો. ૪૮
જાતે દહાડે દેશવટો દેશે, રિદ્ધિ અમારી ઉલાળી લેશે; ભરતને
મોઢે ઢળી તિહાં શાહ, બોલે બાહુબળ સાંભળો ભાઈ. ૪૯ ભુ-
જાયુદ્ધ કીજે હવે ભારી, અમે નમાવું બાંહ તુમારી; એમ
સુણીને ભરત ભુનાથ, વેગે પસાર્યો પોતાનો હાથ. ૫૦ બાહુ
બળવંતો ભુજબળ બાંહ, ખટખંડ પૃથ્વી જાહે ઉચ્છાંહ; કમળ
તણી પરે બાહુબળ વાળે, તસ ભુજ નવ વળ્યો ભરત ભુપાળે.
૫૧ વારૂ હૈયામાંહે મત રાખો બાકી, ચોથું મુષ્ટિયુદ્ધ કીજે
હવે તાકી; મહોકમ મુઠી તવ ભરતે ઉપાડી, બાહુબળ માથે
દીધી પછાડી. ૫૨ મુઠીને મારે શિથિલ થયું અંગ, ભરતના
મનમાં વાધ્યો ઉછરંગ; બાહુબળે મન સાથે વિચારી, મુઠી
ઉપાડી હૈયામાં માર. ૫૩ મુઠીને મારે ભરત લડથડીયો, ભ-
મરી ખાઇને ભુયે તે પડીયો; ચઢી રીસને મુઠ ચમચમે, જેમ
દુહાણો વિષધર ધમધમે. ૫૪ ઠામે થઇ ભરતે હાથ ઉપાડયો;
મારી મુઠને ભુંયે તે પાડયો; ઢીંચણ લગે ઘાલ્યો ધરતી માંહિ,
જાણે આરોપ્યો ખીલો જગમાંહિ. ૫૫ સુરતે ઉઠયો તે આપ
સંભાળી, ભરતને રીશે માર્યો દંડ ઉલાળી: ઘાલ્યો ધરતીમાં
કંઠ પ્રમાણ, કાયર કંપેને પડયું ભંગાણ. ૫૬ ચક્રીનું સૈન્ય
થયું તે ઝાંખું, ભરત વિમાસે ભાગ્ય છે વાંકુ; બાહુબળ કટકે

વાજિંત્ર વાજે, વીતશોકા થઈ સુભટ વિરાજે. ૫૭ ઉઠયો ભરત તે ધરા ધંધોલી, ક્રોધે તે રહ્યો ચક્રને તોલી; ભરત ચક્રને આગના આપી, બાહુબળ માથું તું લાવજે કાપી. ૫૮ બાહુબળ મનમાં એમ વિમાસે, ધિગ્ બોલીને પછી વિમાસે; કુએ કાં આવ્યો ભરત એ પાપી, ન્યાયની રીત તો નાંખી ઉથાપી. ૫૯ મુઠી તોળીને રહ્યો તે જેહવે, જળહળ ચક્ર પણ આવ્યું તે તેહવે; વેગે વળિયો તે વાંદીને પાય, ગોત્રમેં ચક્ર ન ચાલે કયાંય. ૬૦ ચઢયું કલંક ચિંતે એમ ચક્રી, મુઝથી ન્હાનો પણ મહોટો એ ચક્રી, ભરત રહ્યા હવે હાથ ખંખેરી, એહની મુઠીની ગત અનેરી. ૬૧ દીન હીણો ભરતને જાણી, બાહુબળ બોલે એહવી વાણી; ભરત ન મારૂં ભાઈ સલુણો, માનવ માથું તે કોઈ મધુણો. ૬૨ મુઠીનો મનમાં અણી આલોચ, મસ્તકે લઈ કીધો તે લોચ; બાહુબળ થયો તે સાધ વૈરાગી, સુરનર પુજે પાય. તે લાગી. ૬૩ દેવ દુંદુભિ વાજી આકાશે, ફુલની વષ્ટિ થઇ ચિહું પાસે; મનથી મેલી વિષય વિકાર, ધન ધન જંપે સુરનર નાર. ૬૪ કર્મ ખપાવી કેવળ પામું, લધુ ભાઇને શિશ ન નામું; કાઉસ્સગ્ગ કરી કર્મ નિકંદુ, પછી જઈને જિનવર વંદુ. ૬૫ એમ ધારી મનમાં કાઉસ્સગ્ગ રહે, વર્ષાકાળે તે કર્મને દહે; કુંજર ચઢી કેવળ કેમ લહિયે. બેનને વચને બુઝયો તે હઈએ. ૬૬ પગ ઉપાડયો કેવળ પામ્યું; જઈને જિ-

નવર મસ્તક નામ્યું; ભાઈ નવાણું એકઠા મળીયા, મનના મનોરથ સઘળા તે ફળિયા. ૬૭ એક વર્ષ લગે કાઉસ્સગ્ગ રહ્યા, વાચા પાળીને મુગતે તે ગયા; ઉદયરતન કહે વચન વિલાસ, બાહુ બળ નામે લીલ વિલાસ ૬૮.

ઇતિ શ્રી ભરત બાહુબળીનો સલોકો.

# શ્રી શેત્રુજયનો સલોકો.

સરસતિ માતા હું તુજ પાય લાગું, કહેવા સલોકો વરદાન માગું; ? જેહવા શાસ્ત્રમાં સુણીયા પરિમાણ, તેવા સિદ્ધગિરિના કરૂં વખાણ. ૧ પ્રથમ જિનવર પુંડરિક આગે, નિસુણી ભવિજન શ્રુતપુટ જાગે; નહી કોઇ ઇણ યુગ શેત્રુંજા તોલે, અનંત જિનવર એણીપેરે બોલે. ૨ ગ્રહગણ માંહે વડો જિમચંદ પર્વતમાંહે તેમ એહ ગિરિંદ; સુરનર દાનવ મળ્યા છે કોડ, સેવા કરે છે, બે કર જોડ. ૩ ભરત સગરે ઉદ્ધાર કીધા, સાધુ અનંતા એણે ગિરી સીધા; દેશ દેશના સંઘ બહુ આવે, માણક મોતીડા લેઇને વધાવે. ૪ આરજ દેશમાં શ્રાવક સાર, દર્શન કરીને સફળ અવતાર; કાગ કુકનો નાવે અવતાર, કેતો એણે મુખે કરૂં વિસ્તાર. ૫ સદા એ ગિરિશાશ્વતો સાર, એના ગુણનો કોઇ ન લાભે પાર એણીપેરે નિસુણી શ્રી ગુરૂવાણી,

શ્રાવક હરખ્યા છે ઉલટ આણી. ૬ દેશમાં સોહે શ્રી કચ્છદેશ, સદા પરિધળ લક્ષ્મી નિવેશ; દક્ષિણ દિશિયેં સમુદ્ર તીર, નદીઓ બહુલી ને ખલકે છે નીર. ૭ તેહ દેશમાં કોડાય ગામ, જાણીયે અભિનવ સ્વર્ગનું ધામ; દેહરા ઉપાસરા દીસે છે ચંગ, કરે શ્રાવક નિત્ય બહુ રંગ ૮. ન્યાતિ માંહે સોહે ઓશવાળ, માનસમાં જેમ ઓપે મરાલ, શાર રાયમલ કુલ અધિક મંડાણ, ઉપનો કરમસી શાહ પચાણ. ૯ માણક પુંજો એ દીશે વડવીર, દેશળ પેઠો છે સાહસ ધીર, માલસી પાંચો તે દીસે ગુણ ખાણ, ખેતસી કરમસી કીધા પરિઆણ. ૧૦ એહવા શ્રાવક દીપતા દક્ષ, પક્ષ માંહે જેમ શુકલ પક્ષ, મેલી કંકોતરી સુરત લીધો, તિલક સંઘપતિનો ગચાણને કીધો. ૧૧ સંઘ ચાલ્યોને કારજ સીધો, પ્રથમ મેલાણ મુંદરે જઈ દીધો, અદ્ભુત અનોપમ મલિયો છે સાથ, સાહ્ય હુઆ શ્રી સીતલનાથ. ૧૧ બેશી જિહાજે નવીનપુર આયા, દેહરા દેખીને આનંદ પાયા, દેવ ભુવન તે રમણીક સ્થાન, જાણીયે અભિનવ નલિન વિમાન. ૧૩ રાયસી વર્દ્ધમાન કીધા પ્રાસાદ, ઉંચાં કરે છે ગગનથી વાદ, બાવન જિનાલા દેહરા સોહે, દેવ દાનવ કિન્નર મોહે. ૧૪ પેસતાં વામાંગે ચૌમુખ દીપે, તેજ કરીને દિણયર દીપે, સહસફણાને શ્રી શાંતિનાથ, મુલ ગભારે ત્રીભુવન નાથ ૧૫ ચાલ્યો સંઘ હવે સોરઠ દેશ, પંચ રતન જિહાં

કીધો નિવેશ, તીરથ તટિની તોય સુદ્યારા, તાંબુલ રિદ્ધિ અતિ-હી વિસ્તારા. ૧૬ આઠ બીડના ગુચ્છજ ગહકે, જાઇ જુઇને પ-રિમલ મહકે, દાડિમ કદલી ને વૃક્ષ સહકાર, વનસ્પતિ શોભે છે ભાર અઢાર. ૧૭ રૈવતગીરિને સહુ શિર નામી, જિહાં બેઠા છે નેમનાથ સ્વામી, કર્મ ખવાવી કેવળપદ પાયા, રાજુલ નેમજી મુક્તિ સધાયા. ૧૮ તિહાંથી સંઘ હવે આનંદ પામી, આવ્યા જિહાં છે શ્રી શેત્રુંજા સ્વામી, ગીરિ દેખીને હરખ બહુ પાયા, સોના રૂપાને ફુલડે વધાગા. ૧૯ ધન ધન દહાડો તે આજનો દિશે, સહુ હરખ્યા છે વિશ્વાસ વિશે, આવી ઉતરીયા પાદલિપ્ત સ્થાન, ઠાકોર ઉનડજી દીયે બહુ માન. ૨૦ પાલીતાણું નગર તે અત્યંત દીપે, તેજે કરીને અલકાને જીપે, ચહુટા ચોવટા દિસે અપાર, દ્રવ્ય તણો કોઇ લાભે નહીં પાર. ૨૧ વરણ અઢાર વસે સદાઈ, દુઃખ દોહગ નહીં કદાઈ કિહાં-કણે વ્યાપારી રૂપૈયા વટાવે. કિહાં તો જવહરી જવેર વટાવે. ૨૨ દોસી શેઠને કંદોઇ સાર, એહવી શોભે છે રૂડી બજાર, ગઢ ગઢ મંદિર પહોલ પ્રકાર, લાંબો પહોળો જાણ વિસ્તાર. ૨૩ યાત્રા કરવાને શ્રી સંઘ ચડીયા. પહેલા સેલર વાવ્યે જઈ મળીયાં; પાણીમાં દીસે છે અતિ તરંગ, નિર્મળ નીર વહે ઘણું ગંગ. ૨૪ દેવ ભુમિકા આશ્રમ કીધો, સંઘે તિહાંકણે વિસામો લીધો; ગીત ગાનને કરતા વિનોદ, પગલાં દેખીને ઉપનો મોદ.

૨૫ શાલિકુંડનું નિર્મળ નીર, જેહ દીઠાથી ઉપની ધીર, જળ પીધાથી વિકશે છે નાણ, અજ્ઞાન નાશીને આવે છે જ્ઞાન. ૨૬ હડો હિંગળાજ કુમાર કુંડ, ભવજળ તારણ દીસે તરંડ, જેના જળસંગે કર્મ ખપાવે, મોક્ષપુરીયે વહેલો પોહોચાવે. ૨૭ ભુખણકુંડ શાહ ભુખણે કીધો, ધન ખરચીને લાહોજ લીધો, પાસે રમણીક કુંડ આરામ, દેવદાનવને રમવાનો ઠામ. ૨૮ આગે ચાલતાં રામ પોળ આવી, વધાણપોળ તે સઘળાને ભાવી; સ્વર્ગદ્વારનો બાંધવ દીસે, જોતાં સંઘનો હૈયડો હીસે. ૨૯ પાસે બેઠા છે ગૌમુખ યક્ષ, સેવા કરેછે જેહની દક્ષ, સંઘ સાન્નિધ્ય ચક્રેશ્વરી દેવી, સદા તીરથ રખવાલ કરેવી. ૩૦ મૂળનાયક શ્રી રૂષભ જિણંદ, તેજે જળહળ કોડી દિણંદ, વંશ ઈક્ષ્વાગ મરૂદેવા નંદ, નાભિરાયા કુળ પુનમચંદ. ૩૧ પદ્માસને બેઠા પ્રભુ યોગધ્યાન, ધનુષ્ય પાંચસેં સોવનવાન; સત્તર ભેદી તિહાં પૂજા ભણાવી, ભાવના શ્રી સંઘે ભલીપરે ભાવી. ૩૨ સ્નાત્ર મહોત્સવ અતિ બહુ રંગ, ભેર ભુંગળ વાજે મૃદંગ; નોબત; નિશાન જલ્લર સાદ, રણજણરણકે ઘંટના નાદ. ૩૩ અગર કેદ્રુના મહકે છે ધુપ, છાજે ઠકુરાઇ ત્રિભુવન રૂપ; પુંઠે ભામંડળ અતિ તેજ છાજે, દેવાધિદેવ તે એહવા બિરાજે. ૩૪ નાટક નૃત્ય સદા ઉછરંગે, ભાવના ભાવી મનને અભંગે; એણી પરે પ્રભુજીનાં દરિસણ કીધાં, દ્રવ્ય ખરચીને બહુ જશ લીધાં.

૩૫ સુર્યકુંડ તે ઉગ્યો છે સુર, તિણમાંહે વિચી તે ઉઠે ભરપુર; કીધે સ્નાન વાધે ઘણું નુર, કર્મ થાય છે સવિ ચકચુર. ૩૬ સહસ્રકુટ તે નયણે નિરખી, થૈ થૈકાર કરે દેવ હરખી; સારે પ્રભુની અહર્નિશ સેવ, પૂજા ભક્તિ કરે નિત્ય મેવ. ૩૭ પ્રથમ ગણધર શ્રી પુંડરીક, પશ્ચિમ શ્રી ગૌતમ નહી અલીક; પગલાં તેહનાં દીઠે ધન્યધન્ય. ગણધર ભેટયા ચૌદસેંને બાવન ૩૮ પ્રભાતે ઉઠી જો નામજ લીજે, વંછિત કારજ તો સવિ સિજે; ત્રણ્ય દેવે જિહાં કીધો નિવાસ; એહવા ગૌતમજી પુરજો આશ. ૩૯ રાયણ તરૂતળે આદિ જિણંદ, પગલાં પુજો દેખી ભવિવૃંદ; જેહના પૂજનથી સવિ સિદ્ધિ થાય, કર્મ ખપાવીને મોક્ષ સધાય. ૪૦ પાસે રમણિક અષ્ટાપદ દેહરો, બાવન જિનાલો શોભે શિર સેહરો; રાવણ સમક્તિ તિહાંકણે પામ્યો, ગંઠી ભેદીને મિથ્યાત્વ વામ્યો. ૪૧ પ્રાચી વામ્યદિશિ પશ્ચિમ ઉત્તર, હોય ચાર અઠ દશ તીરથકર; પ્રભુને પુછીને દેહરાં કરાવ્યાં, ભરત ચક્રીશ્વરે બિંબ ભરાવ્યાં. ૪૨ અદ્ભુત દેખીને અચરજ થાવે, દરિશન કરીને સહુ સુખ પાવે; ધન્યધન્ય પ્રભુનો મ્હોટો છે ગાત્ર, એહવા જિનજીની કરીયે જાત્ર ૪૩ કુંડ ખોડીયાર સદા જળ ભરીયો; દહેરાં દીએ છે અભિનવ દરીઓ; મીનકાછબ જળચર વંશ, જેહને સેવે છે સર્વદા હંશ. ૪૪ દ્રવ્ય ખરચ્યાં છે જેહમાં લક્ષ, પ્રાસાદ રચીયાં છે

દીઠા પ્રત્યક્ષ; એહમાં નથી કાંઇ ખલખંચ, તેહમાં થાપ્યા છે પાંડવ પંચ. ૪૫ ચઉમુખ શિવા સોમજીયે કરાવ્યો, જેણે યુગાયુગ નામ રચાયો; ઉઠી પ્રભાતે દરિશણ કીજે, મુક્તિ રમણીને વેગે વરીજે. ૪૬ ટુંકે બેઠાં છે મરૂદેવા માતા, જેના દરિશણથી હોય સુખ શાતા; કર્મ ત્રોડીને સિદ્ધિ સોપાન, ચડી પામ્યા છે મુક્તિ નિદાન. ૪૭ ફિરતી ચોફેર દેહેરા કેડે, દેતાં પ્રદક્ષિણા કર્મને ફેડે; દેઈ પ્રદક્ષિણા બાહેર આયા, સર્વે સંઘનાં કાર્ય સારયા. ૪૮ વાણી સુણીને ચક્રીયે ભરાવ્યા, મણિમય પાંચશેં ધનુષ્યની કાયા; ગુફા પશ્ચિમ દિશિયે છે જિહાં, બિંબ મણિમય ભંડારયા તિહાં. ૪૯ દેવતા તેહની સેવાયે આવે, પૂજા કરીને ભાવના ભાવે; દેવ કરાવે પ્રભુને અંગોલ, નમણ આવે તે ઓળખા જોળ. ૫૦ ચંદન તલાવડી શીતળ છાયા, જિણમાં લોટે થાય સુકોમળ કાયા; અશુભ નામના કર્મ ખપાવે, તિહાંથી સહુ સંઘ સિદ્ધવડ આવે. ૫૧ નદી શેત્રુંજી ન્હાવાને જાય, સ્નાન કરીને પાવન થાય; તીર્થભુમીકા સ્વચ્છજ જાણી; પ્રાચી વાહની નદીય વખાણી. ૫૨ તીર્થ યાત્રાદી ધર્મની કરણી, ભવિજળ પાથોધિ પાર ઉતરણી; અનુક્રમે પામે તે ગુણતણી શ્રેણી મુક્તિમંદિરની જે છે નિસરણી. ૫૩ સંઘપતિયે ધર્મનાં કાર્ય કીધાં, ભાટ ભોજકને બહુ દાન દીધાં; ધ-

શ્રાવક દયા પ્રતિપાળ, સંઘપતિ કંઠે ઠવી વરમાળ. ૫૪

દેહરાં દેહરીનું પાર ન જાણું; જિનપડિમા ત્યાં કેતી વખાણું; એણિપરે સુજસ નીશાન બજાઈ, આવ્યા ગિરનારે હર્ષ વધાઇ. ૫૫ જાદવ વંશ શિવાદેવી નંદ, બાળ બ્રહ્મચારી નેમ જિણંદ; તેહની યાત્રા કીધી બહુ ભાવ, જઈને પ્રણમ્યા માતા અંબાય. ૫૬ મૃગરાજ દેખી ગજ દુર પળાય, શંખ ધ્વની સુણી પન્નગ જાય; તેમ ગિરી સેવનથી પાતક છુટે, અષ્ટ કર્મના બંધન ત્રૂટે. ૫૭ છહરી પાળીને યાત્રા જે કરશે, મુક્તિરમણીની લીલા તે વરશે; નાણ દરિસણ ચરણને પાવે, મોહ સમક વહેલા ખપાવે. ૫૮ સંવત અઢાર ચોત્રીસા વરષે, યાત્રા કીધી છે મનને હરખે; શુદિ પુનમ ચૈત્રજં માસ, સદા ગોડીચો પુરજો આશ. ૫૯ સંઘ સર્વે તિહાં હરષે ઘર આવે, સીરા લાપસી કરીને જિમાવે; સાધુ સાધ્વીને દીયે છે દાન, ગોરડી ગાયે છે બહુ ગીત ગાન. ૬૦ કવિ સંઘપતિને દેઈ આશીષ, અવિચળ તુમતણી હોજો જગીશ: નહીં કોઈ જૈનમાં ઈણગિરિ તોલે, મુનિ દેવચંદ્ર ઇણી પેરે બોલે. ૬૧

ઈતિશ્રી શેત્રુંજયગિરિ વર્ણનનો સલોકો.

# શ્રી સંખેશ્વર પાર્શ્વનાથનો સલોકો.

દેવી સરસતિ પ્રણમું વરદાયિ, બ્રહ્માની બેટી કાવતાની માઇ; આજરી આદિ કુમારી બાળી, દીયો વાણી રસ

કાશ્મીરવાળી. ૧ પાસ શંખેશ્વર સલોકો કહીયે, પાપ નિવારી નિર્મળ થઇયે; ચંદ્રપ્રભ જિન આઠમા વાર, પ્રતિમા ભરાવી તેહનો વિચાર. ૨ ભણુશું સાંભળજો સહુ નર નાર, સુણતાં પામી જે ભવસાગર પાર; પેહેલે દેવલોકે ઇંદ્ર વસંત એક દિન આવ્યો છે પાસે ભગવંત. ૩ પ્રણમી સ્વામીને પુછે વિચાર, અરિહંતજી છે તાહરો આધાર; છો તુમે જગમાં મ્હોટા કિરતાર, પામીજે તુમથી ચિહું ગતિ પાર. ૪ કયારે પરમેશ્વર સંસાર તરશું. મુગતિ નારીને કુણ દિન વરશું; ચંદ્રપ્રભુ તવ આપે ઉપદેશ, નગરી વણારશી કાશ્મીરનો દેશ. ૫ અશ્વસેન તિહાં હોશે નરેશ, વામા સતી તસ નારી વિશેષ; ચઉદ સુપન રયણી ભર લેશે; લક્ષણવંતો તે પુત્ર જણશે. ૬ ચંદ્રપ્રભુ તવ ઇંદ્રને ભાંખે, ત્રેવીશમો તે તીર્થંકર થાશે; તેને સમીપે મુનિવર થાશો, મ્હોટાં વ્રત પાળી મુગતિમાં જાશો. ૭ હવે તે ઇંદ્ર દેવલોકે જાઇ, પાસપ્રભુની પ્રતિમા નિપાઇ; પુજી દેરાસર આઉખા સુધી, પછી ચંદર સુરજને દીધી. ૮ તે સહુ જાણે છે વાત પ્રસિદ્ધિ, પુજતાં સઘળે મુગતિજ લીધી; શ્રાવક દામોદરે મુર્તિ ભરાવી, ધરણેંદ્ર હાથે કોઇ દિન આવી. ૯ ધરતીમાંહે છે ધરણેંદ્ર વાસ, તિહાં પણ પ્રતિમા પુજે ઉલ્લાસ; હમેશાં પુજાએ છે સંખેશ્વર ગામે, તે કિમ આવી મૃત્યુલોક ઠામે. ૧૦ દ્વારિકાં નગરીમાં કૃષ્ણજી રાજે, રાજગૃહી નગરે જરાસંઘ છા-

જે; એ બેહુ માંહે પડ્યું છે વૈર, સંગ્રામ કરતાં વરતાયે કેર. ૧૧ જરાસંધ છે અમરપનો ભરિયો, દળ વાદળ લેઈ લડવા પરવરિયો; સજ્જન ઘણાને મનાવી આણ, આવી મહોટે રે દીધાં મેલાણ. ૧૨ એહવે એક વિપ્ર અવસરનો જાણ, દોડી કીધો છે દ્વારાવતી જાણ; વરી આવ્યો છે વઢવાને ચાલી, એહને સમજાવો ચોંટીયે ઝાલી. ૧૩ સામા જઇને શત્રુને વારો, ખડગની ધારે નાદ ઉતારો; ત્યારે સેવક એણીપરે કહેશે, વાર્યો ન રહે પણ હાર્યો તે રહેશે. ૧૪ કીડી મરણ જેમ હાથી પાંખે, શત્રૂ મલી સહેજે ઈમ આળજ ભાંખે; સાંભળી એહવું કૃષ્ણ મહારાજ, સંગ્રામ કેરો મેલ્યો તે સાજ. ૧૫ ક્ષત્રી કુળ રૂડું જાદવની સાખ, ગજ સજ્જ કીધા બેતાલીશ લાખ; ઘોડા અઈરકી તુરકીને કચ્છી, કહેડા કંબોજ હંસલા લચ્છી ૧૬ પાણી પંથાને ઘાટે સુરંગા, લાખ પંચોતેર મેલ્યા પચરંગા; ગણ્યા ન જાય સુભટ પાળા, શુરા રણમાં બંદુક કડીવાળા. ૧૭ ભરિયા હથિયારે રથ ઘણા દીસે, વાસુદેવના લાખ હજાર વીશે; ગદા પદ્મને ચક્રને શંખ, બત્રીશ આયુદ્ધ નામે છે સંખ્ય. ૧૮ ધનુષ હાથમાં તેહને ઢાલ, તીર તરકિશ બરછી કરવાલ; ગુરંજ ગેડિઓ ગોફણ ને ફરશી, કરહા દુકરહા કટારી સરસી. ૧૯ કબાણ મુશલ કોકબાણ ભલકા, હાથીની સુંઢે સાંકળોના ખલકા; વજ્ર ત્રિશુળને તિર તંખાળા, ગોળા બંદુકો તોપ ના-

જીવાળા. ૨૦ બરછી ગુપ્તીને કહિક હથિયાર, છત્ર ન રાખે એમ છત્રીશે સાર; ત્રિકમે તતક્ષણ કીધા તૈયાર, થયા રથ ઉપર પોતે અસવાર. ૨૧ હળચળ હુઆ દશે દરબાર, છપન્ન કુલ કોડી જાદવ જુંઝાર; અવર વ્યાપારી પાર ન જાણ, એોણી કેઈ લખે લશ્કર મંડાણ. ૨૨ ચડતી નિશાને નોબત વાજી, શુરા રણજણીયા હણહણીયા ગાજી; હાથી રથ ઘોડા પાલાશું સાર, પોહોંરે પણ ચાલે જોજન ચાર. ૨૩ ઓળંગી ધરતી નદીને નાળાં. જેવાં દીસે દલ વાદળાં કાળાં, આગળે બખતરીયા હાલ કલોલા, ચાલે ધરટશું લોહના ગોળા ૨૪ ઘણા અગંજા ભુપ હઠાવ્યા, દડ વડ દેશે વઢિઆરે આવ્યા, ઉડું પંચાસર જિંજપરનું હિયે, ધામા મેમાણું લોલાણું લહિયે. ૨૫ આ વરીઆણું જાડિઆણા ઠામે, લશ્કર મુકયાં મહુઆરણી ગામે; મોટે રથે પણ જરાચંધ ચડિયો, આવી ઢુકડી વાઘેલે પડિઓ. ૨૬ હવે જરાસંધ જુજયા અનુજ, મોટા સંઘાતે માંડે તે જુઝ; મુંજપર સમીને લુટાને ઠામ, મળિયાં દળ બહુ માંડયો સંગ્રામ. ૨૭ સરણાઇ વાજે સિંધુડે રાગે, શુરા જુઝે રણ કાયર ભાગે, હુઆ ટહુકારા વીર હાકો વાગી, જબકે વીજળી તરવારોનાગી ૨૮ ખંડાખંડ ખડયા ભડભડયા ભીમ. બંદુકો છુટે તડાતમ તેમ; ધુસકે નાળો હુડુહુડુ બોલે, ધરહડે ધરતી તે ધીંગા ધમ-

રોળે. ૨૯ બળીઆના ઘાવ ગતરમાં બુડે, ભાલાની અણીયે અંગારા ઉડે; રડવડે મસ્તક ઓઢ્ઢા અથડાયે, કાયર ઉભા કમકમ થાય. ૩૦ રકતધારાવડે ચડચડ થાય, ખેચરી કેરાં પતર ભરાય; જુઝે રણશુરા રણ સામા જાય, બીજા મરીને વ્યંતર થાય. ૩૧ કૃષ્ણ જરાસંધ જુદ્ધ અપાર, કરતાં તે વરસ વોળી ગયાં બાર; ન જીત કોઈ નહી કોઈ હારે, એહવે જરાસંધ મનમાં વિચારે. ૩૨ મારે હાથે છે જરાનો દંડ, શત્રુ મુર્છાની વિદ્યા અખંડ; કેશવના લશ્કર ઉપર ફેરૂં, મુર્છા મુકીને સઘળાને ઘેરૂં. ૩૩ એહવું વિચારી જરા તિહાં મુકે, જાદવ દળ પડિયું કોઈ ન ડુકે; કાન એકાકી જોવે સંભાળી, એકણ હાથેતો નવિ વાજે તાળી. ૩૪ કેમ એ જીતાશે જરાસંધ રાય, જદુપતિ રણમાં દિલગીર થાય; બાવીશમા છે તીર્થંકર નેમ, તેહને જઈ પુછે કૃષ્ણજી એમ. ૩૫ નેમજી ભણે સુણો કૃષ્ણ ઉપાય, જેછે નાગેંદ્ર નાગલોક માંય; તેહને આરાધો ધ્યાન ઉલ્લાસે, અઠમનો તપ કરજો ઉલ્લાસે. ૩૬ તેહની પાસેછે ત્રેવીશમો પાસ, ન હોય તેહને કોઇથી ત્રાસ; પ્રગટ થઈને પ્રસન્ન થાશે, તુમારા મનની ચિંતવી થાશે. ૩૭ પાસ પુજીને નમણનું પાણી સુભટને છાંટજો હોશે ગુણખાણી; જાશે જરા ને મુર્છા પણ મટશે, જગતમાંહે તીર્થંકર પ્રગટશે. ૩૮ ત્રણ ઉપવાસ ત્રિકમજીએ કીધા, તુઠા ઈંદ્ર શ્રીપાસજી દીધા; પુજીને નમણ

છાંટે સુભટ, ઉઠી ઉભા થયા લડવા એગડ. ૩૯ ફરી સંગ્રામ ર-
ણમાંહે કીધો; ભાગો જરાસંધ ચપટીમાં લીધો; ખડગે હાંકયો
જિમ ગેડીથી દડિયો, હાર્યો થકો જઇ હારેજ પડિયો. ૪૦
વાંરૂ દેખાડયા છે વેરીને હાથ; ધરતિને આભે પુગે જિમ સાદ,
કાને કીધો તિહાં શંખનો નાદ. ૪૧ મોહોટાનું જુઝ મહોટાનાં
નામ, રાખવા માટે શંખેશ્વર ગામ, નવું વસાવી બેસાડયા
પાસ. હજી તે પુરે સહુકોની આશ. ૪૨ પુરયું છે શંખ જીત્યા-
નું જેહ, નામે તો ગામ શંખેશ્વર એહ; સહુકો વખાણે તીરથ
સાર, વરતાણી શાંતિ હુઆ જયકાર. ૪૩ પ્રગટ પરમેશર શં-
ખેશ્વર પુજો, એહવો જગમાંહે દેવ નહિ દુજો; જુની ધરતી છે
કીરતિ અપાર, હું તો ન જાણું શાસ્ત્ર લગાર. ૪૪ પુછી પંડિ-
તને કરજો નિરધાર, સાંભળતાં ભણતાં તરશો સંસાર; સંવત
સત્તર ચોરાશી વર્ષે, મહા સુદ પાંચમ શુકર હર્ષે. ૪૫ દીપ-
વિજય ગુરૂ ચરણ પસાયે, કીધો સલોકો મનમે ઉમાયે; ભગ-
વંતના જે ગુણ ગાય, દીપવિજય કહે મંગળ થાય. ૪૬ ઇતિ.

# શ્રી નેમનાથનો સલોકો.

સરસતિ માતાં હું તુમ પાય લાગી, દેવ ગુરૂતણી
આજ્ઞા માગી; જિન્હા અગ્રે તું બેસજે આઈ, વાણી તણી તું

કરજે સાઈ. ૧ આઘોપાછો કોઇ અક્ષર થાવે, માફ કરજો જે દોષ કાંઇ નાવે; તગણ સગણને જગણના ઠાઠ, તે આદે દઈ ગણ છે આઠ. ૨ કીયા સારાને કીયા નિષેધ, તેતો ન જાણું ઉંડાર્થ ભેદ; કવિજન આગળ મારી શી મતિ, દોષ ટાળજો માતા સરસતી. ૩ નેમજી કેરો કેશું સલોકો, એક ચિત્તેથી સાંભળજો લોકો; રાણી શિવાદેવી સમુદર રાજા, તસકુળ આવ્યા કરવા દીવાજા. ૪ ગર્ભે કાર્તિક વદિ બારસે રહ્યા, નવ મસવાડા આઠદિન થયાં; પ્રભુજી જનમ્યાની તારીખ જાણું, શ્રાવણ સુદિ પાંચમ ચિત્રા વખાણું. ૫ જનમ્યા તણી તો નોબત વાગી, માતા પિતાને કીધાં વડભાગી, તરિયા તોરણ બાંધ્યાંછે બાર, ભરી મુકતાંફળ વધાવે નાર. ૬ અનુક્રમે પ્રભુજી મહોટેરા થાય, ક્રીડા કરવાંને નેમજી જાય; સરખે સરખા છે સંગાતે છોરા, લટકે બહુ મુલા કલંગી તોરા. ૭ રમત કરતાં જાયછે તિહાં, દીઠી આયુદ્ધશાળાં છે જિહાં; નેમ પુછેછે સાંભળો ભ્રાત, આતે શું છેરે કહો તમે વાત. ૮ ત્યારે સરખા સહુ બોલ્યા ત્યાં વાણ, સાંભળો નેમજી ચતુરસુજાણ, તમારો ભાઈ કૃષ્ણજી કહિયે, તેને બાંધવા આયુદ્ધ જોઇયે. ૯ શંખ ચક્ર ને ગદા એ નામ, બીજો બાંધવ ઘાલે નહિ હામ; એહવો બીજો કોઇ બળિયો જો થાય, આવાં આયુદ્ધ તેણે બંધાય. ૧૦ નેમ કહે છે ઘાલુ હું હામ. એમાં ભારે શું મહોટું છે કામ; એવું

કહીને શંખજ લીધો, પોતે વગાડી નાદજ કીધો. ૧૧ તેટાણે થયો મોહોટો ડમડોલ, સાયરનાં નિર ચઢયાં કલ્લોલ; પરવતની ટુકો પડવાને લાગી, હાથી ઘોડા તો જાયછે ભાગી. ૧૨ ઝબકી નારીયો નવ લાગી વાર, તુટયા નવસરા મોતીનાહાર, ધરા ધુજીને મેઘ ગડગડીયો; મહોટી ઈમારતો તુટીને પડિયો. ૧૩ સહુનાં કાળજાં ફરવાને લાગ્યા, સ્ત્રી પુરૂષ જાયછે ભાગ્યા; કૃષ્ણ બળભદ્ર કરેછે વાત, ભાઈ શો થયો આતે ઉત્પાત. ૧૪ શંખનાદ તો બીજે નવ થાય, એહવો બળિયો તે કોણ કહેવાય કાઢો ખબર આતે શું થયું, ભાગ્યું નગર કે કોઇ ઉગરીયું ૧૫ તે ટાણે કૃષ્ણ પામ્યા વધાઇ, એતો તમારો નેમજી ભાઈ, કૃષ્ણ પુછેછે નેમને વાત, ભાઈ શો કીધો આતે ઉત્પાત. ૧૬ નેમજી કહે સાંભળો હરી, મે તો અમસ્તી રમત કરી: અતુળીબળ દીઠું નાનુડે વેષે, કૃષ્ણજી જાણે એ રાજને લેશે. ૧૭ ત્યારે વિચાર્યું દેવ મોરારી, એને પરણાવું સુંદર નારી; ત્યારે બળ એનું ઓછું જો થાય, તો :તો આપણે અહીં રહેવાય. ૪૮ એવો વિચાર મનમાં આણી, તેડયાં લક્ષ્મીજી આદે પટરાણી; જળક્રીડા કરવા તમે સહુ જાવો, નેમને તમે વિવાહ મનાવો. ૧૯ ચાલી પટરાણી સરવે સાજે, ચાલો દેવરીયા નાવાને કાજે; જળક્રીડા કરતાં બોલ્યાં રૂકમણી, દેવરીયા પરણો છબીલી રાણી. ૨૦ વાંઢા નવિ રહિયે દેવર નગિના, લાવો દેરાણી રં-

ગના ભીના; નારી વિના તો દુઃખ છે ઘાઢું, કોણ રાખશે બાર ઉઘાડું. ૨૧ પરણ્યા વિના તો કેમજ ચાલે, કરી લટકો ઘરમાં કોણ માલે; ચુલો ફુંકશો પાણીને ગળશો, વેલાં મોડાં તો ભોજન મળશો. ૨૨ બારણે જાશો અટકાવી તાળું, આવી અશુરા કરશો વાળું, દીવાબત્તીને કોણજ કરસે, લીંપ્યા વિના તો ઉચેરા વળશે. ૨૩ વાસણ ઊપર તો નહીં આવે તેજ, કોણ પાથરશે તમારી સેજ; પ્રભાતે લુખો ખાખરો ખાશો દેવતા લેવા તો સાંજરે જાશો. ૨૪ મનની વાતો તો કોણને કહેવાશે, તે દીન નારીનો ઓરતો થાશે; પરોણા આવીને પાછા જો જાશે, દેશ વિદેશે વાતો બહુ થાશે. ૨૫ મોહોટાનાં છોરૂ નાનેથી વરિયાં, મારૂં કહ્યું તો માનો દેવરિયા; ત્યારે સતભામા બોલ્યાં ત્યાં વાણ, સાંભળો દેવરિયા ચતુર સુજાણ. ૨૬ ભાભીનો ભરોંસો નાશીને જાશે, પરણ્યા વિના કોણ પોતાની થાશે; પહેરી ઓઢીને આંગણે ફરશે, ઝાઝાં વાનાં તો તમોને કરશે. ૨૭ ઉચ્યાં મન ભાભી કેરાં કેમ સેહેશો, સુખ દુઃખની વાત કોણ આગળ કહેશો; માટે પરણોને પાતળીઆ રાણી, હું તો નહી આપું નાવાને પાણી. ૨૮ વાંઢા દેવરને વિશ્વાસે રહિયે, સગા વહાલામાં હલકાંજ થઇએ; પરણ્યા વિના તો સુખ કેમ થાશે, સગાંને ઘેર ગાવા કોણ જાશે. ૨૯ ગણેશ વધાવા કોને મોકલશો, તમો જાશો તો શી રીતે ખલશો; દેરાણી કેરો પાડ માનીશું, છોરૂ

થાશે તો વિવા માણીશું. ૩૦ માટે દેવરિયા દેરાણી લાવો, અમ ઉપર નથી તમારો દાવો, ત્યારે રાધિકા આઘેરાં આવી, બોલ્યાં વચનતો મોહું મળકાવી. ૩૧ શી શી વાતોરે કરોછો સખી, નારી પરણવી રમત નથી: કાયર પુરૂષનું નથી એ કામ, વાવરવા જોઇએ ઝાઝેરા દામ. ૩૨ ઝાંઝર નેપુર ને ઝીણી જવમાળા, અણુવટ વિંછુઆ ધાટે રૂપાળા; પગપાને ઝાઝી ઘુઘરીઓ જોઇએ, મહોટે સાંકળે ઘુઘરા સોઈએ. ૩૩ સોના ચુડલો ગુજરીના ઘાટ, છલ્લા અંગુઠી આરીસા ઠાઠ; ઘુઘરી પહોંચીને વાંક સોનેરી, ચંદનચુડીની શોભા ભલેરી. ૩૪ કલ્લાં સાંકળાં ઉપર સિંહ મોરા, મરતક બહુ મુલા નંગ ભલેરા; તુશીપાટીયાં જડાવ જોઇએ, કાળીગાંઠીથી મનડું મોહિએ. ૩૫ કાંઠલી સોહિયે ઘુઘરીયાળી, મનડું લોભાય ઝુમણું ભાળી; નવસેરો હાર મોતીની માળા, કાને ટંડોળા સોનેરી ગાળા. ૩૬ મચકણિયાં જોઇએ મુલ ઝાઝાનાં, ઝીણાં મોતી પણ પાણી તાજાનાં, લીલાવટ ટીલડી શોભે બહુ સારી, ઉપર દામણી મુલની ભારી. ચીરચુંદડી ઘરચોળાં સાડી, પીળી પટોળી માગશે દાહાડી. ૩૭ બાંટ ચીરડીઓ કસબી સોહિએ, દશરા દીવાળી પેહેરવા જોઇએ મોંઘા મૂલના કમખા કહેવાય, એવડું નેમથી પુરૂં કેમ થાય. ૩૮ માટે પરણ્યાની પાડે છે નાય, નારીનું પુરૂં શી રીતે થાય; ત્યારે લક્ષ્મીજી બોલ્યાં પટરાણી, દીયરનાં મનની વાતો મેં

જાણી. ૩૯ તમારૂં વચણ માથે ધરીશું બેહુનું પુરૂ અમો ક-
કરીશું; માટે પરણોને અનોપમ નારી, તમારો ભાઈ દેવ મો-
રારી. ૪૦ બત્રીશ હજાર નારી છે જેહને, એકનો પાડ ચડશે
તેહને; માટે હૃદયથી ફિકર ટાળો, કાકાજી કેરૂં ઘર અજવાળો.
૪૧ એવું સાંભળી નેમ ત્યાં હસિયા, ભાભીના બોલ હૃદયમાં
વશિયા; ત્યાંતો કૃષ્ણને દીધી વધાઇ, નિશ્ચ પરણશે તમારો
ભાઈ; ઉગ્રસેન રાજા ઘેર છે બેટી, નામે રાજુલ ગુણની પેટી.
૪૨ નેમજી કેરો વિવાહ ત્યાં કીધો, શુભ લગ્નનો દીવસ લીધો,
મંડપ મંડાવ્યા કૃષ્ણજી રાય, નેમને નિત્ય ફુલેકાં થાય. ૪૩
પીઠી ચોળેને માનની ગાય, ધવળ મંગળ અતિ વરતાય;
તરિયા તોરણ બાંધ્યાં છે બહાર, મળી ગાય છે સોહાગણનાર
૪૪ જાન સજાઈ કરે ત્યાં સારી, હલબલ કરે ત્યાં દેવ મોરારી;
વહુ વારૂ વાતો કરેછે છાને, નહિ રહિયે ઘેર ને જઈશું જાને.
૪૫ છપન કરોડ જાદવનો સાથ, પેલા કૃષ્ણ ને બળભદ્ર ભ્રાત,
ચહિયા ઘોડલે મ્યાના અસવાર, સુખપાલ કેરો લાધે નહીં
પાર. ૪૬ ગોડવેલ ચારઠો બગીઓ બહુ જોડી, મ્યાના ગા-
ડીએ જોતર્યા ધોરી, બેઠા જાદવ તે વેઢવાંકડીયા, સોવન મુ-
ગટ હિરલે જડિયા, કડાં પોંચીયો બાજુબંધ કશીયા, ચાલો
દુલાસો ઓઢે છે રશીયા છપ્પન કોટી તો બરોબરીયા જાણ,
બીજા જાનૈયા કેટલા વખાણું. ૪૮ જાનડીયો શોભે બાલુડે

વેષે, વિવેક મોતી પરોવે કેશે; શોળ શણગાર ધરે છે અંગે, સટકે અલબેલી ચાલે ઉમંગે. ૪૯ લીલાવટ ટીલી દામણી ચળકે, જેમ વિજળી વાદળે સળકે; ચંદ્રવદની મ્રગા જો નેણી, સિંહલંકી જેહની નાગસીવેણી. ૫૦ રથમાં બેશીને બાળક ધવરાવે, બીજી પોતાનું ચીર સમરાવે; એમ અનુંક્રમે નાર છે ઝાઝી, ગાય ગીત ને થાય છે રાજી. ૫૧ કોઈ કહે ધન્ય રાજુલ અવતાર, નેમ સરિખો પામી ભરતાર; કોઈ કહે પુણ્ય નેમનું ભારી, તે થકી મળિયાં રાજુલ નારી. ૫૨ એમ અન્યોન્ય વાદ વદે છે, મહોડાં મલકાવી વાતો કરે છે; કોઇ કહે અમે જઈશું વેહેલી, બળદને ઘી તો પાઈશું પહેલી. ૫૩ કોઇ કહે અમારા બળદ છે ભારી, પહોંચી ન શકે દેવ મોરારી; એવી વાતોના ગપોડા ચાલે, પોત પોતાના મગનમાં મહાલે. ૫૪ બોહોતેર કળાને બુદ્ધિ વિશાળ, નેમજી નાહીને ધરે શણગાર; પહેરયાં પીતાંબર ઝરકસી જામા, પાસે ઉભા છે નવસાહના મામા. ૫૫ માથે મુગટ તે હીરલે જડિયો, બહુમુલો છે કસબીનો ઘડિયો; ભારે કુંડળ બહુ મુલાં મોતી, શેહેરની નારી નેમને જોતી. ૫૬ કંઠે નવસરો મોતીનો હાર, બાંધ્યા બાજુ બંધ નવ લાગી વાર; દશે આંગળીયે વેઢને વીંટી, ઝીણી દીસે છે સોનેરી લીંટી. ૫૭ હીરા બહુ જડિયા પાણીના તાજા, કડાં સાંકળાં પહેરે વરરાજા; મોતીનો તોરો મુગટમાં ઢળકે, બહુ

મજેથી કલંકી ચળકે. ૫૮ રાધાયે આવી આંખડી આંજી, બહુ ડાહી છે નવ જાય ભાંજી; કુંમકુંમનું ટીલું કીધું છે ભાલે, ટપકું કસ્તુરી કેરૂં છે ગાલે. ૫૯ પાન સોપારી શ્રીફળ જોડે; ભરી પોસને ચડિયા વરઘોડે; ચડી વરઘોડા ચઉટામાં આવે, નગરની નારી મોતીયે વધાવે. ૬૦ વાજાં વાગે ને નાટારંભ થાય, નેમ વિવેકી તોરણ જાય; ધુંસળ મુસળને રવઇયો લાવ્યા, પુંખવા કારણ સાસુજી આવ્યાં. ૬૧ દેવ વિમાને જુવે છે ચડી, નેમ નહિં પરણે જાશે આ ઘડી; એવામાં કીધો પસુએ પોકાર, સાંભળો અરજી નેમ દયાળ. ૬૨ તમો પરણશો ચતુરસુજાણ, પરભાતે જાશે પશુઓના પ્રાણ; માટે દયાળુ દયા મનમાં દાખો, આજ અમોને જીવતાં રાખો. ૬૩ એવો પશુઓનો સુણી પોકાર, છોડાવ્યાં પશુઓ નેમ દયાળ; પાછા તો ફરિયા પરણ્યાજ નહીં, કુંવારી કન્યા રાજુલ રહી. ૬૪ રાજુલ કહેછે ન સિધ્યાં કાજ, દુશ્મન થયાં પશુડાં આજ; સાંભળો સર્વે રાજુલ કહે છે, હરણીને તિહાં ઓળંભો દેછે. ૬૫ ચંદ્રમાને તે લંછન લગાડયું, સીતાનું હરણ તેંતો કરાવ્યુ; મહારી વેળા તો કયાંથકી જાગી, નજર આગળથી જાને તું ભાગી. ૬૬ કરે વિલાપ રાજુલ રાણી, કર્મની ગતિ મેંતો ન જાણી; આઠ ભવની પ્રીતિને ઠેલી, નવમે ભવ કુંવારી મેલી. ૬૭ એવું નવ કરિયે નેમ નગીના, જાણુ

છું મન રંગના ભીના; તમારા ભાઈએ રણમાં રઝળાવી, તે તો નારી એ ઠેકાણે નાવી. ૬૮ તમો કુળતણો રાખો છો ધારો, આ ફેરે આવ્યો તમારો વારો; વરઘોડે ચડી મોટો જશ લીધો, પાછા વળીને ફજેતો કીધો; આંખ્યો અંજાવી પીઠી ચોળાવી, વરઘોડે ચડતાં શરમ કેમ નાવી. ૬૯ મહોટે ઉપાડે જાન બનાવી, ભાભીઓ પાસે ગાણાં ગવરાવી; એવા ઠાઠથી સર્વેને લાવ્યા, સ્ત્રી પુરૂષને ભલા ભમાવ્યા. ૭૦ ચાનક લાગે તો પાછેરા ફરજો, શુભકારજ અમારૂં કરજો; પાછા ના વળીયા એકજ ધ્યાન, દેવા માંડ્યું તિહાં વરસીજદાન, ૭૧ દાન દઈને વિચાર કીધો, શ્રાવણ સુદ છઠનું મુહુરત લીધો; દીક્ષા લીધી ત્યાં નવલાગી વાર, સાથે મુનિવર એક હજાર. ૭૨ ગિરનારે જઇને કારજ કીધું, પંચાવન દહાડે કેવળ લીધું; પામ્યાં વધાઈ રાજુલ રાણી, પીવા ન રહ્યાં ચાગળું પાણી. ૭૩ નેમને જઈ ચરણે લાગી, પીઉજી પાસે મોજ ત્યાં માગી; આપો કેવળ તમારી કહાવું, હું તો શોકને જોવાને જાવું. ૭૪ દીક્ષા લઇને કારજ કીધું. ઝટપટ પોતે કેવળ લીધું; મલ્યું અખંડ એવાતણુ રાજ, ગયાં શિવસુંદરી જોવાને કાજ. ૭૫ સુદિની આઠમ અષાડ ધારી, નેમજી વરિયા શિવવધુ નારી; નેમ રાજુલની અખંડ ગતિ, વરણવ કેમ થાયે મારીજ વતી. ૭૬ જગારથ કહું બુદ્ધિ પ્રમાણે, બેઉનાં સુખ તો કેવળી જાણે; ગા-

શે ભણશે ને જે કોઇ સાંભળશે, તેના મનોરથ પુરા એ કરશે ૭૭ સિદ્ધનું ધ્યાન હૃદે જે ધરસે, તે તો શિવવધુ નિશ્ચય વ-રશે, સંવત ઓગણીશ શ્રાવણ માસ. વદની પાંચમનો દિવસ ખાસ, ૭૮ વાર શુક્રનું ચોઘડીયું સારૂં, પ્રસન્ન થયું મનડું મારૂં; ગામ ગાંગડના રાજા રામસિંગ, કીધો સલોકો મનને ઉછરંગ. ૭૯ મહાજનના ભાવથકી મેં કીધો, વાંચી સલોકો સારો જસ લીધો; શેહેર ગુજરાત રેહેવાશી જાણો, વિશાશર-માળી નાત પ્રમાણો. ૮૦ પ્રભુની કૃપાથી નવનિધિ થાય, બેહુ કરજોડી સુરશશી ગાય; નામે દેવચંદ પણ સુરશશી કહીયે, બેહુનો અર્થ એકજ લહીયે. ૮૧ દેવ સુર્યને ચંદ્રછે શશી, વિશેષે વાણી હૃદયામાં વશી. ૮૨

ઈતિશ્રી નેમનાથનો સલોકો.

# શ્રી શાલીભદ્રનો સલોકો.

સરસતિ માતા કરીને પસાઉ, પાસજી કેરા પ્રણમું હું પાઉં; શાલીભદ્રશાહનો કહું સલોકો, લાભ જાણીને સાંભ-ળજો લોકો. ૧ નગર રાજગૃહે શ્રેણિક રાજા, મગધ દેશનો એક મહારાજા; રૂડી તેહને છે ચેલણા રાણી, જગમાં જેહની કીરતિ જાણી. ૨ તેહ નગરીમાં દામેછે તાજો, શેઠ ગૌભદ્ર મહોટો મ-

લાજે, ભદ્રા નામે છે ભારિયા તેહને, જોતાં શલોકા જીતે ન જેહને. ૩ દેઈ મુનિવરને ખીરનું દાન, સંગમ ગોવાલો ભાગ્ય નિધાન; આવી ભદ્રાની કુખે અવતરિયો, જાણે મુક્તાફળ છીપે સંચરિયો. ૪ પૂર્ણ માસે પ્રસવ્યો તે પુત્ર, સઘળું શોભાવ્યું ઘરનું સૂત્ર; અનેક ઘરનાં અખ્યાણાં આવે, વારૂ મોતીએ સહુ વધાવે. ૫ થોકે થોકે તિહાં નાટિક થાય, માના હૈયામાં હરખ ન માય; પિતા આપે તિહાં લાખ પસાય, યાચક જનના દારિદ્ર જાય. ૬ કરી ઓચ્છવ શાલિ કુમાર, જનકે નામ ત્યાં ધરયું જયકાર; દિન દિન ચઢતે વેશે તે દીપે, રૂપે જે રતીના નાથને ઝીંપે. ૭ બાપે પરણાવી બત્રીશ બાળા, આપે સંયમ લઇ ઉજમાળા; પહોતો સ્વર્ગમાં પુણ્ય પસાયે, અવધિ પ્રયુંજી જોતાં ઉછાહે. ૮ પેખી પુત્રને પ્રેમે ભરાયો, સ્નેહ પુર્વનો વધ્યો ન સમાયો: મોહનો બાંધ્યો તે માનને મેટી, પિતા પઠાવી તેત્રીશ પેટી. ૯ જોઇયે જેહ જેહ ભોગ સજાઇ, તેતો મોકલે સુર તે સદાઈ, મેવા મીઠાઈ માણિક મોતી, એક એકથી અધિક ઉદ્યોતી. ૧૦ નિત્ય નિત્ય નવલા નેહે તે પુરે, હેતે કરીને રજુ હજુરે; આપે મંદિર કુંભી પરવાળે, ખિલમાં કસ્તુરી વહે જિહાં ખાળે. ૧૧ ભુષણ નિર્માલ્યે ભરાયે કુવો, યુગતિ વૈભવની નવ લીએ જુઓ; ભોગી શાલિભદ્ર સરિખો ભુપાઠે, નર જોતાં શું નાવે કો દ્રષ્ટે. ૧૧ તજી

ઠકુરાઈ જાણીને તે હવે, રત્નકંબલના વેપારી એહવે; શ્રેણિક રાજાને દરબારે આવ્યા, ફેરો પડયો ને કાંઈ ન ફાવ્યા. ૧૩ સઘળે શહેર તે ઘર ઘર ફરિયા, કંબલ કોણે તે હાથે ન ધરિયા, રત્નકંબલ શોળે તે લીયે, ભદ્રા વહુરોને વેંચીને દીએ. ૧૪ વીશ લાખ ત્યાં સોનૈયા વારૂ, દીધા ગણીને તેહને દીદારૂ લઇ સોનૈયા વેપારી વશીયા, મનના મનોરથ તેહના ફળીયા. ૧૫ ચેલણા રાણીની ચિંતા જાણીને, તેડી વ્યાપારી કહે તાણીને; કરી સંપાડા કંબલ કાજે, શ્રેણિક રાજા ભરી સમાજે. ૧૬ નૃપને વ્યાપારી કહે શિર નામી, શાને સંપાડા કરોછો સ્વામી; કંબલ સોળે તે ભદ્રાયે લીધા, વેગે વીશ લાખ દીનાર દીધા. ૧૭ મનમાં વિચાર્યું શ્રેણિક મહારાજે, વાણીયે લીધા વ્યાપાર કાજે; એમ ચિંતિને એક મંગાવે, ખાળે નાખ્યો તે ખબર પાવે. ૧૮ વાત મોહોલમાં તે વંચાણી, કહે રાજાને ચેલણા રાણી; ઈહાં તેડી તે વણિક અનુપ, જોઇયે કહેવું છે તેહનું રૂપ. ૧૯ તુરત મહારાજા તેહને તેડાવે, ભેટ લઇને ભદ્રા તિહાં આવે; ભદ્રા આવીને ભુપને ભાંખે, સ્વામી સાંભળો રાણીની સાખે. ૨૦ ઘણો સુહાળો શાલિકુમાર, હર્મ્ય થાયે એકોશ હજાર; ન લહે રાતને દિવસ નુર, કિહાં ઉગે કિહાં આથમે સુર. ૨૧ નિપટ નાજુક છે તેહ ન્હાનડીઓ, કયારે કેહની નજરે ન પડીયો; તે માટે તમો લાજ વધારો, પ્રભુજી

અમારે મંદિર પધારો. ૨૨ પુરે માવિત્ર છોરૂના લાડ, સ્વામિ તેમાં શો પાડ સપાડ; ઇમ શુણીને શ્રેણિક રાય, પ્રધાન સાહામું જોયું તે ઠાય. ૨૩ અભયકુમાર તવ કહે એમ, પ્રભુ તુમ ઘરે આવશે પ્રેમ; ભદ્રા ભુપને પાય લાગીને, સાત દિવસની અવધ માગીને. ૨૪ શીખ લઈને ભદ્રા સધાવી, રૂડા મોહોલની રચના રચાવી; પરિકર લેઇને નૃપ ભંભસાર, પહોતા શાલિભદ્ર શેઠને બાર. ૨૫ વેગે આગળથી ચાલ્યા વધાઉ; ખરી ભાંખે જઇ ખબર અગાઉ; જોપે જમાડી હરખ ઉધાઈ, વારૂ તેહને દીધી વધાઈ. ૨૬ મહોલની રચના જોતાં મહારાય, અચરિજ પામીને મનશું અકળાય; અહો ! અહો ! હું શું અમરાપુર આયો, ભ્રાંતિયે ભુલ્યો ને ભેદ ન પાયો. ૨૭ જિમ તિમ કરીને બીજી ભુઈ જાય, ત્રીજે માળે તો દિગ્મુઢ થાય; જોયે ઉંચું તે નયણને જોડી. જાણે કે ઉગ્યા સુરજ કોડી. ૨૮ સહુ સાથને બેસાડી તિહાં, ભદ્રા જઇ ભાંખે પુત્ર છે જિહાં; શ્રેણિક આવ્યા છે મહોલ મઝારી, વેગે તિહાં આવો તજીને નારી. ૨૯ ગેલેં ગુમાની કહે તે ગાજી, મુજને તમો શું પુછો છો માજી; શ્રેણિક લઇને વખારે ભરો, લાભે લોભે વળી દીયોને વરો. ૩૦ ત્યારે માતા કહે ન લહે તું ટાણું, સુતજી શ્રેણિક નહી કરિયાણું; મગધ દેશનો મોટો છે રાય, આણ એહની લોપી નહી જાય. ૩૧ એવું સુણીને કુંવર આ-

લોચે, સાંસ પડયો તે મનમાંહે શોચે. માહારે માથે પણ જો છે મહારાજા, તજશું તો સહી ભોગ એ તાજા. ૩૨ એમ ચિંતિને મુજારો તે આયો, નૃપને નમી મહોલ સધાયો; ભોજન કરીને શ્રેણિકભુપ; કાડે ધરેણાનો જોઈને કુપ. ૩૨ માન ગાળીને મંદિર ગયો, શેઠ સંયમનો રાગી તે થયો; નિત્યે એકેકી પરિહરી નારી. પ્રેમદા સાસુને જઈ પોકારી. ૩૪ માનિ મહીલાના સુણી વિલાપ, જોરે તેણે ત્યાં દીધા જવાબ; રાગે રમણીને રેખન ખલીયો. જો જો ધન્નો હવે કેઇ પર મળીયો ૩૫ નામે સુભદ્રા ધન્નાધરે જાણું. શાલિભદ્રની બહિન વખાણુ; વેણી સ્વામીની સમારે સહી, તેણે અવસરે સાંભરયો ભાઈ. ૩૬ આંખે આસુડાં આવ્યાં તે સાંસ, પડયાં વિછુટી પીઉની વાસે; ધન્ના દેખીને પુંછે તે ધીર, વછુટા કહો કેમ નીર. દીસે આજ તું ઘણું દિલગીર, શાલીભદ્ર સરખો તાહરે છે વીર; વનિતા આઠમાં મુજને તું વહાલા. ચોફેર આંસુની ધારો કિમ ચાલી. ૩૮ વળતી બોલી તે મહેલી નીસાસો, તુમે સાંભળો એક તમાસો; આવ્યો શ્રેણિક તિહાથી નિરધારી, બંધવ તજે છે એકેકી નારી. ૩૯ બત્રીસ દહાડે બત્રીશે તજશે, પછી સાધુના પંથને ભજશે; લોચ કરશે તે સાંભરી વેણ, આંખ્યો ભરાણી આંસુયે તેણ. ૪૦ ધન્ના બોલે તવ સાહસ ધીર, તાહરે શાલિભદ્ર એકજ વીર; તેણે ખરખરો એ નહીં

ખોટો, પણ તુજ બંધવ કાયર મોહોટો. ૪૧ ભૈરવ જાંપતો ખસતી શી ભરવી, લેવી દીક્ષા તો ઢીલ ન કરવી; એમ સુણીને અબળા તે જપે, સ્વામી કાયર તે વાણીયો કંપે. ૪૨ પણ તુમે તો સુરા પુરા છો, પગ રખે હવે માંડોજી પાછો; કામની તજવાનો કહો છો જો ઠાઠ, એકવારે તો તજો ને આઠ. ૪૩ સ્વામી સંયમની વાત છે શોહેલી, દુષ્કર આદરતાં ખરી છે દોહેલી; શીખ દેવાને સહુ સજ્જ થાય, તુમને વંદુ જો ત્રીયા તજાય. ૪૪ ભારે ભાઇનું તાણી તે પાસું, હળવો પાડવા કીધું જો હાંસું; તો મેં આઠે ને મેલી ઉલાલી, વચન મ કહેશો કામની વાહાલી. ૪૫ પીઉજી હસતાં મે એવું એ ભાખ્યું, તુમે હૈયામાં ગાંઠાને રાખ્યુ; દિલ ખેંચીને છેહ ન દીજે, અબળા જાતિનો અંત ન લીજે. ૪૬ તરૂણી હસતાં શું તમે તે કહ્યું, પણ અમે તો સાચું સદ્દહ્યું; સાચી બહેન તું શાલિભદ્ર કેરી, ફોકટ વચન મ કહેશો હવે ફેરી, ૪૭ સંજમ લેવાને તે સજ્જન થઈ, ધન્ને શાલીભદ્ર બોલાવ્યો જઇ; ઉઠ આળસુ હું થયો આગે, મહાવીર પાસે જઇ મહાવ્રત માગે. ૪૮ ધન્નો શાલિભદ્ર સંયમધારી, થયા વિષયની વાસના વારી; ભદ્રાપુત્રને વોરાવી રળીયાં; વહુયરને લઇને મંદિર વળિયાં. ૪૯ વીર સાથે તે દેશ વિદેશે, વિચરે વૈરાગી સાધુ સુવેષે; તપ કરીને દુર્બળ તને, બાર વરષને અંતે તે બન્ને. ૫૦ આવ્યા રાજગ્રહી નયરી

ઉઘાને, માસ ઉપવાસી વધતે વાને; આહારને કાજે વીર આ-
દેશે, પહોતા ભદ્રાને તેહ નિવેશે. ૫૧ આંગણ આવ્યા પણ
ઓળખ્યા નહીં, તતક્ષણ પાછા વળીને ઉછાહીં; બીજીવારના
પહોતા તે બારે, તોપણ કેણે ન ઓળખ્યા નારે. ૫૨ પાછા
વળીને વહે છે વાટે, મળી મહીયારી માથે લઇ તે માટે; દહીં
વોહોરીને તેહને હાથે, મુનિવર વિમાસે તે મન સાથે. ૫૩ વ-
ચન વીરનું અલિક ન થાય, જો આ જગતી ફેરી મંડાય;
મ્હારી માતાને વાંઝણી જાણો, આજ મળે છે એહ ઉખાણો.
૫૪ જિનની પાસે જઈ પુછે તે જેહવે, વીરે આગળથી બો-
લાવ્યા તેહવે; સુણો શાલિભદ્ર સાધુ તમારી, માત પુરવની
એહ મહીયારી. ૫૫ એવું સાંભળતાં આવ્યો વૈરાગ, અણ-
સણ લેવાનો થયો તિહાં રાગ; ગિરિવૈભારે ગુરૂને આદેસે, લઈ
અણસણ પાળે વિશેષે. ૫૬ આવી ભદ્રા તિહાં આંસુડાં ઝરતી,
વિધવિધ ભાંતિના વિલાપ કરતી; સાથે લીધીછે વહુઅર સઘળી,
દુઃખે ટળી છે તેહની ડગળી. ૫૭ શિલ્લા ઉપર દેખી સંથારો,
નયણે વિછુટી નીરની ધારો; ભદ્રા ભાંખે છે પુત્ર હું ભુંડી,
હૈયે સુને દુઃખની છું હુડી. ૫૮ સુત પેટનું પાપણીયે
સહી, આંગણ આવ્યો પણ ઓળખ્યો નહીં; હાહા મુજને એ
પડયો વરોસો, સારો અવતાર રહેસે એ સાંસો, ૫૯ હાહા
હાથે મેં આહાર ન દીધો, આવ્યો અવસર અફળજ કીધો;

ભદ્રા પુત્રને એવું ત્યાં ભાખે, કાંઇ વીસાર્યા અવગુણ પાખે. ૬૦ તુજ વિના તો સુના આવાસ, અમને થાય છે ઘડી છ માસ; હસી બોલે જો વચન વિચાર, અમને સહી તો થાએ કરાર. ૬૧ માતા જાણીને જુઓ જો સાહમું, પુત્ર તિહારે હું સંતોષ પામું; શાલિભદ્રને ધન્નો વારે છે; એતો આપણને પાપે ભરે છે. ૬૧ સાહમું જોશો તો અવતાર કરશો, પડશો ફંદમાં પાછા જો ફરશો; દિલ શું માતાને દિલગીર દેખી, સાધુ ધનાની શિખ ઉવેખી. ૬૩ જોયુ સાલીભદ્રે આંખ ઉઘાડી, ત્યારે રળીયાત થઇને માડી; અંશુક વડે તે આંસુડાં લોહોતી; વંદી વહુઅશું મંદિર પહોતી. ૬૪ ધન્નો પાધરો મુગતે ગયો, એક અવતારી શાલિભદ્ર થયો; પહોતો સવાર્થ સિદ્ધિ વિમાને, સેવક સ્વામીપણું નથી જે થાને. ૬૫ સંવત સત્રરશેં સિતેરા વરષે, માગશિર સુદિ તેરશે હરષે; ઉદયરત્ન કહે આદજ માંહે એહ સલોકો ગાયો ઉચ્છાંહે,

ઇતિશ્રી શાલિભદ્રનો સલોકો.

---

# શ્રી વિમળ મેતાનો સલોકો.

---

સરસતિ સમરૂ બે કર જોડી, વંદુ વરકાંણો ગિરનાર ગોડી; જઈયે શેત્રુંજે શંખેશ્વર કોડી, કવિતાને કુશળ કલ્યાણ

કોડી. ૧ મરૂધરમાંહે તો તિરથ ઝાઝાં, આબુ નવાહી કોટનો રાજા; ગામ ગઢ ને ઉલ દરવાજા, ચોમુખ ચંપાને ઉપર છાજાં. ૨ અચળ આચારજ ધરમઘોષ સુરિ, જાત્રા કીધી પણ જાણે અધુરી; દેઉલ વિણ ડુંગર દીઠે નનુરી, ધ્યાને બેઠા ત્યાં પદમાસન પુરી. ૩ સુપનમાં કહે ચક્રેસરી માતા, ઢીલ મ કરજો તિહાંકણે જાતાં; પોરવાળ પાટણ વિમળ વિખ્યાતા, હોશે છત્રપતિ સબલોજી દાતા. ૪ અણહિલપુર પાટણે આચારજ આવે, શ્રાવક સોનાને ફુલે વધાવે, ગુંહલી કરીને ગુણ ગીત ગાવે, ગુરૂજી વિમળને વેગે બોલાવે. ૫ ન્હાનડીઓ બાળક બીહંતો આયો, શ્રીપુજ્ય શ્રાવક આગે બોલાયો; જાણે શાર્દૂલ સિંહણીયે જાયો, વળતો વિમળને વાતે લગાયો. ૬ ત્રીજું તિરથ આબુ સુણાયે, જિનાલય વિના જાત્રા કુણ જાયે; પોરવાડ પાંખે કેહને કહેવાય, બીજે ઈણ ઠામે દેવળ ન થાય. ૭ લખમી પામું તો પ્રાસાદ કરાવું. સોના રૂપાના બિંબ ભરાવું કાગળ મતાગલ લખીને લીધો, વળતો શ્રીપુજયે વિહાર કીધો. ૮ વિમળને પુછે કરજોડી માતા, આપણ ગુરૂજીને છે સુખ સાતા; સાથે મુઝકને લખી એમ લીધો, દેવળ કરાવા બોલ મેં દીધો. ૯ મતુ કરી માતાને વિચારે, પૃથ્વિનો પતિ પરધાન સારે, રહિયે તો રાજા વિમળને મારે, એમ જાણીને ગ-ણીયા અગ્યારે, ૧૦ ભર્યું ઘર મુકી ભાઈ ઘેર જાય, મજુરી

કરતાં તો મનમાં શંકાય, પહેરે ઓઢને પેટ ભરાય. વિમળ
મામા ઘેર મહોટો એમ થાય. ૧૧ તેણે સમે શેઠ પાટણનો
જાણે, બેટી પરણાવી જોઇયે ઇણ ટાણે, પુછે પરગામ ઠામ ઠે-
કાણો, એવો સુંદર વર કિહાંથી આણો. ૧૨ સબળા શહેરના
શેઠની જાઈ, બત્રીશ લક્ષણી બુદ્ધિવંતિ બાઈ, સબળો વર જોઇ
એ કરવા સગાઇ; પંડિતને પુછે પિતાનો ભાઈ. ૧૩ હાથની
રેખા દેખી અનુંસારે, એહનો વર બાંધે પાદશાહ બારે; એહ-
વો વેઢાલો વાણીયા માંહી, કુણ આણે હો બાર પાદસાહિ.
૧૪ વિમળ મામાને મળવા ગયો ચાલી, એ બાંધે પા-
દશાહ પણ આજ છે ખાલી; શેઠની બેટી છે સબળી વાલી,
એ જોઇએ કન્યા વિમળને આલી. ૧૫ બાઇનો ભાઈ કાકાનો
મામો, સાથે સગાઈ કરવાને સાહામો; વિમળને પોહોતા ચા-
રેહી ભાયા, મા જાણે માહારે લહેણીયાત આયા. ૧૬ ખત
મતાંગલ માહારોજી હોશે, વિમળ દેશેને દુધે પગ ધોશે; બેકર
જોડીને બોળિયો જોશી, પાટણથી આવ્યા પુરણ દોશી. ૧૭
ખતપતરની વાત ન કાંઇ, વિમળ લાવો જુવાટાં વધાઇ; કાકો
મામોને કન્યાનો ભાઇ, મેહેતાં આવ્યા છે કરવા સગાઈ, ૧૮
કિમહીં કેતા કિમહી કહેવાય. મહારે પાને તો ચુનો ન દેવાય
પુણ્ય અંકુરો આગળ જણાય, અક્ષર અવળો તે સવળો ઇમ
થાય. ૧૯ ખેતરવા વાડે વિમળની માતા, પ્રાહુણા ઢીલ ન

કરે તિહાં જાતાં, મામા શું મળિયા પુછે સુખશાતા, વિમળને હાથે શું ઘડિયો વિધાતા. ૨૦ મામા સાદ કરે ભાણેજા ભાઇ, આસો ઇણે ચવડે ઇંડું ચઢાઈ; સાથે શાળો તે શુકન વિચારે, વિમળ બાંધશે પાદશાહ બારે. ૨૧ પગે લાગીને નાળિયેર દીધું, રૂપૈયો આપીને તિલકજ કીધું; સગાં જમાડીને બહુ જશ લીધો, પાટણ સુધી પણ પહોંચાડયો સીધો. ૨૨ માતાને કહે વિમળના મામા. પાટણના શેઠ આવ્યાતા સાહામા; તેતો માહરા ઘરમા ન સમાવો. માને બેટા બે જુદાં કમાવો. ૨૩ અળગો આશરો આંખ ભરાયે, વિમળ વાછરડુ ચારવા જાયે; અંબાઈ માતા પ્રગટ થાય, વિમલને વર શરનો દેવાય. ૨૪ બિહુ વહી ઘડી પુંઠે નિધાન પાયો, ઘરે માતાને પુછણ આયો; લહેર ગંભીર વડાઉ મારે, તેનો બેટા કિમ વાછરડાં ચારે. ૨૫ તાહરે માતાએ એક દ્રષ્ટાંત દીધું. લીલે લએશરી કુણ કામ કીધું; લખમી પાખે નર શોભા ન પામે, આપણને અળગાં કીધાં હો મામે. ૨૬ વિમલે માતાને રૂપૈયા દીધા, વેહલને બળદ વેહેંચાતા લીધા; મામાશું મોહોટા જુહાર કીધા, પાટણના ઘર સમરાવે સીધાં. ૨૭ વિમલ કણહટડી બેઠા કમાવે, રાહવણો તિહાં રમવાને આવે; નેજે માંડે ને ચોટ ન થાય, રાજા રજપુતા ઉપર રીસાય ૨૮ ચામને ગરાસે ન રાખું કોણે, ખીચ ખાવે ને બેશી રહો ખુણે; આપ

ઉઠીઆ હાખી બળ ધુણે, રાજાહી ચુકયો વિમળશિર ધુણે. ર૯ શાહના ગુણતો સબળા જાણીયા, બાણ કબાણ આગે આણીયા, વિમલ કહે અમે વાણીયા, ઘેંસ છાસના બાંધ્યા પ્રાણીયા. ૩૦ ઉભે આકારે વલોણુ તાણે, મથણ ધુમડે માથું ડોલાણે; તેહની ઘડી માંહે જેહનો શર જાય, પ્રધાન પુરૂષ તે તેહનો કહેવાય. ૩૧ ચાકર તો તેણી ઘડીયે ગુજરી આણે, સામસામી તે વલોણું તાણે; વિમલ શર નાખે કબાણ સાહી, બાણ નિકળ્યો બેહુ ઘડીમાંહી. ૩૨ ઠાકર પુછે કુણ કિહાંથી આયો. રાજારો સેવક લેહરરો જાયો, ભીમે ભાઇની પેરે બોલાવ્યો. રૂડા રજપુતે વિમલ વધાયો. ૩૩ રાજાણે લેખણ સરપાવ દીધો, વિમલને વડો પરધાન કીધો; શેહેરમાં શબલો સોભાગ લીધો, અધિક આડંબરે વિવાહ કીધો. ૩૪ રાજા રળિયાત પરજા સહુ રાજી, વિમળ વધતા ગાલયા સહુ પાજી; નાણે કરિયાણે વહેલને વાજી, સાતશેં સાઢા સોનાની તાજી. ૩૫ વિમલને વખતે દુસ્મન ન જાગે, જાઇ રાજાને કાને તે લાગે; બાણુયે ટીપણીયે વાત વિચારી, વિમલ હોશેજી ત્રણ છત્રધારી. ૩૬ કેણે ઊપાયે મેતો ન મરાય. એહના શર આગે આપણાં હરાય; તીરે તરવારે લોહની ધારે, એણે વાતે ન મરે બીજા વિચારે. ૩૭ દાતણ કરીને દરબારે આવે, મહારાજા વ્યાહી વાઘણ છોડાવે; વાઘણ જાશેને તત્કાળ ખાસે, આપણું

રાજ નિષ્કંટક થાસે, ૩૮ દુશ્મને કહ્યો તે રાજાયે કીધો, ભીમ ભડુકયો જ્યું મદ્દ પીધો; વિમળને હુકમ વાઘણનો દીધો; શાંહે સદ્‌ગુરૂનો નામ તિહાં લીધો. ૩૯ ચઉદ પુરવનો સાર નવકાર, વિમલે તિહાં ગણિયો ત્રણ વાર; જનાવર ન કરે લ-ગાર, વાઘણને ઝાલી જાણે મંજાર. ૪૦ કાને ઝાલીને રજપુતા માંહી. ઉભો રાજાને આગળે જાઈ; રાહવણો નાઠો વાઘણ છોડી, દુશ્મનને ખાવા વાઘણ દોડી. ૪૧ ભીમ ભાગ્યોત્યાં આપ ઉગારે, વિમલ વિર મેતો સઘળાને મારે; તેણે ઘડિયે સામી ધર્મ સંભારે, કુડા માણસને રોડે રેકારે. ૪૨ રાજાની રીત પરધાન સારે, થોડાહિજ દિવસ છે હવે તારે; મળીને જો આવો મુઝને કોણ મારે, પાધરવટ આવો દેખીયે કુણ હારે. ૪૩ ચઢા ઉતરી સબલી થાય, વાઘણ વિમલના વૈરીને ખાય; મુછ મરડે મેતો રીશાય, હુંકારો દઇ ઘર સામો જાય. ૪૪ ચહુટા ચોપટનો રમણ હારે, કહેતો જીતું મને કોઈ ન મારે; મોહે માગ્યા પાસા ઢળીયા પોબારે, સાઢા આઠને અઢી સંભારે. ૪૫ બતરીસી બાંધી શુકન લીધો, ઘરે માતાશું મતો ઈમ કીધો; આપણને રાજાયે ઉત્તર દીધો, પાટ-ણમાં ન ઘટે પાણી હવે પીધો. ૪૬ આજ ગયો હું દરબાર માંહે, રાજા કહે વિમલ વાઘણ સાહે; નવકાર સમરી કાનડે ઝાલી, લઈ જઇ રાજા આગળ મેલી. ૪૭ રાવણા માહે તો

રંગદોલ ઘાલે, બીજો બાઘડી વાઘણ કુણ ઝાલે; હું તો એમજ મેલીને આયો. આપણ ઉપર રાજા રીશાયો. ૪૮ માતા વિમલને ખોળે બેસાડે, ઉવારણાં લઈ લુણ ઉતારે; સદકે જાઉં રે બેટા હું તારે, કુશળે ભલે આયો ઘર મ્હારે. ૪૯ વિમલ વેઢાલો લટકાળો લાડો, કેહર કેશરીયો ઘાહરનો ઘાડો; ચાકર તેડોને પાટણ છાંડો. દેખું કુણ આવે આપણને આડો. ૫૦ તિણ ઘડી ગાડલે ભાર ઘલાવે, સાતસેં સોનાની શાંઢો ચલાવે; પાંચસેં ચાકર બગતરિયા સાથે, મેતો પણ બેઠો ઐરાવણ હાથી ૫૧ ચાલ્યો છત્રપતિ બજારમાંહે, પાયે લાગીને એમ કહ્યો શાહે; એવો પરધાન પાટણથી જાયે, ભીમનું ભલુ કદીય ન થાય. ૫૨ બેટાની કીર્તિ સાંભળી માતા, પામ્યાં પરમ સુખ સંતોષ શાતા; અણહલીયું મૂકયું ટળી અશાતા, ચોખા શુકન થયા છોડીને જાતાં. ૫૩ ગાયો ગાંડું ને ઘોડાને હાથી, કન્યા કુંવારી સાત આઠ સાથી; ડાહવો રૂપડિયો બોલે બાંહે પૂરી, મૃગ માલાતો ઉગમતે શુરિ. ૫૪ શુકન બાંધિને આગે પગ દીધો, ભીમની સીમે પાણી ન પીધો; ત્રીજે દિને ગઢ તારંગો લીધો, હદોલ પોસીને પોતાનો કીધો. ૫૫ ઈદરિયો આપ આવીને મળિયો, વધારી દીધો દાંતે પાતળીયો, વશુના ગઢવાળો બળિયો ખળ ભળિયો, કીરાડ કરડો ને દાહાડો પણ બળિયો. ૫૬ બીજા નગરમાં વાત સંભળાણી, પાવાગઢને પંથે રોકાણો

પાણી; વિમલનો વધતો પરતાપ જાણી, આછા ઉંબરાવ મ-
ળિયા સૌ આણી. ૫૭ આદર દેઇને વિમલ વેઢાલો, વારે વિ-
સલદે ભુપત ભીન માલો: ડાહો ડુંગરશી કાહાનડદેવાળો, એટલા
શું મળિયો અજ મેરવાળો. ૫૮ સોરઠ ગુજરાત દખણની ભુમિ,
માળવ મરહઠ્ઠ પુરવિયા રૂમી; એટલાતો વાટે આવીને ભળિયા,
પછી બીજાહી રાજન મલિયા. ૫૯ પાટણ છોડીને હુઆ પ્ર-
સિદ્ધા, સાતશેં ગામ ગઢીઆરા લીધા, મોહોટા મહીપતિ ચા-
કર કીધા, ડેરા ચંદ્રાવે આવીને દીધા. ૬૦ પોળ ભાંગીને પ-
રાક્રમ કીધો, ભલી ભુમિયે વનવાસ લીધો; વિમલ વસહીનો
મુહુર્ત કીધો, નેજા રોપીને નિશાણ દીધો. ૬૧ ચોધરી ચોવ-
ટીયા પ્રોહિત પટવારી, વિમલને મળિયા સાંડા લે ભારી;
ગામ ગઢને ધરતી તમારી, સાહેબને હાથે શરમ અમારી. ૬૨
સામા આવ્યા તેને સરપાવ દીધા, નગરના લોક નીહાલ કીધા;
સહુકો આપણા પાદરમાં આવે, ચોગણું રૂપ ચઢિયો ચદરાવે.
૬૩ ઘર ગઢ કોટ સબળા કરાવે, ઘણા ગરાશિયા મળવાને
આવે; જાલમ જોરાવર વાણિયો વાધે, ચાકર રાખેને દેશ પણ
સાધે. ૬૪ મેતાને મુજરે મહીપતિ આવે, સાહ સરપાવ સ-
ખરી પહેરાવે; ઘોડા હાથીને ગઢ ગામ દીધા, રાજથી સઘળા
રળિયાત કીધા. ૬૫ વિમલ મનમાંહે વાત વિચારે, સબળ છ-
ત્રપતિ ચાકર મહારે; કરૂ સજાઈ કટક સારે, એકવાર બાંધુ

આદશાહ બારે. ૬૬ તંબુ તાણીને તૈયાર કીધા, શુરવીર તે સંઘાતે લીધા; કેતલ કટીને ચાકર બગતરિયા. વાંકા વેઢાલા પુરા પાખરીયા. ૬૭ નાલ નેજાને નીશાણ વાજે, હાથીને હલકે હાલે મહારાજે; ઘોડાની ગિરદે આકાશ છાયો, વાણીયા રૂપે વસુદેવ આયો. ૬૮ દરીયો થર હરીયો ધરતી ધ્રુજાવે; જાણે છોટા શો ચક્રવર્તિ આવે; પોતે પાલખી પાદશાહ લાવે, કટકો નાં કામ ચાકર ચલાવે. ૬૯ એમ કરતાં સિંધુદેશમાં આયો, પેહેલો નગરઠકો દલાવ્યો; પડયો પિંડીઆ ઉપર જાઈ, બાપડો ઘાલ્યો બંદીખાનામાંહી. ૭૦ ઉણ દાહાડે અધિકો આરંભ કીધો, ઝાઝા જીવને જાણી દુઃખ દીધો; પહેલો પિંડીઓ પિંજર ઘાલે, પછી બીજાને બંધન ચાલે. ૭૧ આણ વરતાવી આગે પગ દીધો, કેટલેએક દાહાડે કાબુલ લીધો; મેતે મુલતાન પોતાનો કીધો, કટકે અટકાનો જાઇ જળ પીધો. ૭૨ લાહોર ખુરસાણ ખંધાર બંગાલો, બલક બખારો પઠાણવાળો; તારા તંબોલને ઇશણ પુરવાળો, સુરચંદ સુધી ચઢીઓ વેઢાળો. ૭૩ આગે તો સાહામો સમુદ્ર આયો, જમણે પાસે તો જોર ચલાયો; દેશ સઘળા શરણ કીધા, બારે પાદશાહ બાંધીને લીધા. ૭૪ ગામને ગઢે થાણાં બેસારે, બળીયો પાદશાહ બાંધે તે બારે, વાટે વેઢાલા ભાણેજ શાળો, વાડોવાગીયો ઈડરવાળો. ૭૫ ચારે હીસરખા છત્ર ધરાવે, પણ શાહ વડો વિમળ કહાવે; દેશ જીતીને દાન

વજાયો, બારે પાદશાહ બાંધીને લાયો. ૭૬ ભીમને વસવા પાટણ દીધો, ચંદરાવે આવીને સામૈયો કીધો; રંગ રળીયાને તોરણ તરીયાં, માતાને મેતા મન સુધે મળીયા. ૭૭ હરખ તો હેજે હૈયડે ન માવે, ઉગીને ઉગ્યો સાહેબ ચંદરાવે; રાજ્ય પાળેને દુશમન ટાળે, બાળપણે દીધા બોલ સંભારે. ૭૮ ગુરૂયે કહ્યું તો પ્રાસાદ કરાવે, ઉણ રાતે દેહી અંબાવ આવે; બેઠા દીયું કે દેવલ કરાવી, મહારે તો જોઇએ પ્રતિમા ભરાવી ૭૯ ખાટલા હેઠે ત્રણેહી ખાણ, સોનું રૂપુંને આરસપહાણ; ધુંધુઆ માંડી ધાતુ કરાવે, આરસ આબુ ઉપર ચઢાવે. ૮૦ એતો ગઢ ગાઢો ગાડાં ન ચઢાય, રૂપા બરોબર પાષાણ થાય; સાંભળીને શાહ જોવાને જાય, સાથે આવું કહે રાણી રીશાય. ૮૧ ભાણેજ કહે મનાવી હાલો, હવડાં કાંઈ દેખાડો ડુંગર ઠાલો, દેવળ થાય તેડું વહુ સાસુ, આજ કાંઇ ફોકટ ફેરો ઘો ફાંસું. ૮૨ નણદલો આવી મામીને પાળે, હવણાં કાંઇ ભટકો ભાખર ઠાલે; ઠમકે કહેશે વિમલ વહાલો, દેઉલ થાયેને ગુરૂ લઇ હાલો. ૮૩ મામી તો માંડે ઝગડો ઇમ ઝાઝો, સાથે હું આવું તારે તું લાજો; સમજ્યા સમજ્યા હવે વાત સહુ જાણી, બીજી પરણીને થાપો પટરાણી. ૮૪ આપ અહંકારી છત્ર ધરાવી, હટ વાણીયાની બેટી ઘેર અણાવી; મોઢે ન કહ્યો પણ મનમાંહે જાણી, સાતઆઠ બેટી સબલાની આણી.૮૫ ભાણેજી

કહે મામાને ભાઇ, જમે નહી રાણી સબલી રીસાઇ; ઝવાહીર જડાવની પાલખી દીધી. શાહે શેઠાણી સંઘાતે લીધી. ૮૬ બંદીખાને જે બાદશાહની બીબી, પગે બેડીને હાથમાં બેડી, વિમલને આવી અંગુડા દેખાડે; શાહ એહવા અજમેર પાડે. ૮૭ હુકમ હુંઓં દીઆ બંદીખાના છોડી, બાદશાહ પેરાવે બહુ સારી સાડી; ગઢ ગામ ગરાસ થોડાસા દીધા, શાહે છત્રપતિ ચાકર કીધા. ૮૮ એમ કરતાં આબુ ઉપર જાય, આગે ગઢ દેખી ખુશીયાલ થાય, ડુંગર સાતપુડો સબળો દેખે, એ આગળ બીજા ભાખર શે લેખે. ૮૯ કહે કોટનો રાજા દેખાડો, અનમી આખે અણી સીરોહીવાળો; પુરો પાખરીઓ પહાડ કાળો, ચાંપલે ભીનો છેલ છોગાળો. ૯૦ પાનનું બીડું પાએ મેલીજે, પુરો નાણો તો પલ્લે ઘાલી જે, દુઆ માગીને દેઉલ કીજે, એ ગઢ અહીં આજ અજરામર કીજે. ૯૧ વિમલ વેહાલો સબલ હુઓ, દાણ દેઈ માગે દેહરાનો દુઓ; શાહે આગળ વાત વિચારી, દેહરાની ભીરૂં સીરોહી સારી. ૯૨ પાંચસેં ઘોડાને પંચોતેર હાથી, બે સ.ઢો ભરી સોનાની સાથીઃ ભેટ લઇને ભાણેજો આયો, રૂડે સુઠામે પાયો રોપાયો. ૯૩ આપ અશવાર હોઈ જોવાને જાય, જિમણે કાને જનાવર ગાય; એણે ઠામે આજ રંગ રોપાય, કામને નામે અજરામર થાય. ૯૪ રેવત રાખે જાલીને વાગે, હાથ જોડીને

હુકમ માગે; સમી ધરતીને સાલ નહી આગે, દેલવાડે દેવળ કરવાને માગે. ૯૫ ગવરીપુત્રનો આદેશ લીધો, નવમણ નૈવેધનો ખવરાવ્યો સીધો, સાહે હાથશું કુંકમ દીધો, રંગ રોપીને મહુરત કીયો. ૯૬ દેવ નમીયોને દેવળ થાય, લાખો ગમે તિહાં લોક કમાય; વિમલ વિશેષે જોવાને જાય, ગજ રથ દેખીને ગરવે ભરાય. ૯૭ શાહે શિલાટ વધારયજોરે, માંખણ ની પેરે પાખાણ કોરે; સોના રૂપાના સરપાવ દીધા, આબુ ઉપરે તો એ કામ કીધાં. ૯૮ થાંભો કુંભીને જરૂખાં જાળી, તિન તોરણને ઉપર અટાળી; પોળ પતાકા ચોકી ચોસાલી, નાહની પુતળી નાટારંભવાળી. ૯૯ પરિકર પંચાસણ ગભારે ઓરે, મુળ મંડપે જાલમજોરે; નરવર ગજરથને કીચર કોરે, મનમાં મનોરથ એણીપરે પુરે. ૧૦૦ કામ કોડી ગમે કેટલું વખાણું, સલોકામાંહે સબંધ કયો આણું, વિમલે વિશેષે ખરચ્યું જે નાણું, ત્રીજુહી તીરથ થયું છે ઠેકાણું. ૧૦૧ દેવળ નિપને પ્રતિમા ભરાવી, પ્રતિષ્ટા પુજ્યને હાથે કરાવી, ઇંડુ ચડાવી ઉજમણો કીધો, વિમલે લખમીનો લાહો એમ લીધો. ૧૦૨ ભાણેજાને ગઢ આબુ ભળાવે, આપ ચઢીને ચંદરાવે આવે, તિહાંપણ દેવળ નવો નિપાવે, નેમનાથનું બિંબભરાવે. ૧૦૩ અંબાજીનાં તો પ્રસાદ કીધાં, બીજાને બળી બાકુળ દીધાં; મનના મનોરથ સઘળા અહીં સીધા, બારે બા-

દશાહ બીરૂદ લીધાં. ૧૦૪ પાટણ છોડીને ચંદરાવે આવે, ખાણ પામીને છત્ર ધરાવે; પાદશાહ બાંધીને ડંડ ભરાવ્યો; આબુ ઉપરે દેવળ કરાવ્યો. ૧૦૫ પોરવાડ પ્રાક્રમી પંચમે આરે, નાણું ખરચે ને નાત વધારે; પંચાયણ સિંહે બાંધ્યા પાદશાહ બારે, એક સુપુત આખો કુળ તાર, ૧૦૬ કેહેશે વાણીયો કાંઈ વખાણો, ખાણ પામીને ખરચીયો નાણો; એહવો કુણ હુઓ રાવને રાણો, ત્રીજો તીરથ કર કરે ઠેકાણો. ૧૦૭ કોઇ કહેશે કવિતાએ કાચો, શુર વીરને સબળ સાચો. વિમલ વેઢીયો તન કહ્યો આછો, કટકીને કામે ન ભાગે પાછો. ૧૦૮ ચઢીયો ટળીઓને સંગ્રામ કીધો, બીજે શાસ્ત્રે સબંધ પ્રસિદ્ધો, જુઝની વાત જતી ન વખાણો, સંબંધ સંક્ષેપે થોડોસો આણે. ૧૦૯ એક સુપુત્ર લેહેરનો જાયો, વિમલ શાસ્ત્રમાં એક વંચાયો: મનના મનોરથ સઘળા તે સિદ્ધા, બાર પાચ્છા ઇનાં બિરૂદ તો લીધાં. ૧૧૦ બીજું વરદાન બાણ વિધાનું, આપ્યું અંબાયે સત્તર ધાનું; પાંચ ગાઉલગે વેહેજો તુંમારે, વાઘણ મારીને પરતાપ સારે. ૧૧૧ દશ અઠયાશી સમય દીપાયો, વિમલે આબુનો તિરથ ઉપાયો, કીધી થાપના ધર્મઘોષશુંરે, આવે સંઘ તિહાં બહુ બળ પુરે, ૧૧૨ ઓપે વનરાઈ ભાર અઢાર, આંબા ચાંપાનો ન લહુ પાર; આબુ ન દીઠો તેહનો અવતાર, નિઃફળ જાણજો તે નિરધાર. ૧૧૩ ગ-

જપતિ ઘોડાશું વિમલશાહ ઘોડે, આપે અદ્ભુત રૂપ સજોડે; ફુલ કેતકી આબુગઢ માંહે, પરિમલ ફુરેને સીરોહી જાય. ૧૧૪ ભુત નંદને મુનિગણ ઇંદુ, જયેષ્ટ શુદિ આઠમ વાર દિણંદ; દુંડો સલોકો એહ રચાયો, ખેડ હરીયાલે કળશ ચઢાયો. ૧૧૫ હીર રત્નસુરિ વંદી ગણધાર, ઉત્તમ એ મેં કીધો ગુણ ધાર; એકવાર તો આબુગઢ જોજો, હિંમત રાખીને સમકેતિ હોજો, ૧૧૬ ભાવ ધરિને એહ જે ભણશે, લખશે ગણશેને સભામાં ગણશે, વાચક ઉદયની એહવી વાણી, શુદ્ધિ સદ્ હજો શુભ ફળ જાણી. ૧૧૭ ઇતિશ્રી વિમલમેતાનો સલોકો.

---

# શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનો સલોકો.

માત ભુવનેશ્વરી ભુવનમાં સાચી, જેહની જગતમાં કીરતી જાચી; દેવી પદમાવતી ધરણેંદ્ર રાણી, આપો શુભ મતિ સેવક જાણી. ૧ પાસ સંખેશ્વર કેરો સલોકો, મન ધરીને સાંભળજો લોકો, દેશ વઢીયાર માંહે જે કટો, કળિકાળ માંહે જાલમ પ્રગટયો. ૧ જરાસંધને જાદવ વઢીયા, બાંધી મોરચા દળ બેહુ લડિયા; પડે સુભટને ફાજુ મરડાય, કાયર કેતાં તિહાં નાશીને જાય. ૩ રાગ સિંધુએ સરણાઈ વાગે, સુણી સુભટને સુરાતન જાગે; થાયે જુદ્ધને કોઈ ન થાકે, ત્યારે જરાસંધ છળ એક તાકે. ૪ છપન્ન કુલ કોડી જાદવ કહીએ,

એક એકથી ચઢીયાતા લહીયે; પ્રાણ આપે પણ પાછા ન ભાગે, એક મારે તો એકવીશ જાગે. ૫ વઢતાં એહનો અંત ન આવે, કરૂં કપટ તો રામત ફાવે, એમ ચિંતિને મ્હેલી તિહાં જરા, ઢલિયું જાદવનું સૈન્ય તિહાં ધરા. ૬ જરા લાગી ને જાદવ તિહાં ઢળિયા, નેમ કૃષ્ણને બલભદ્ર બળિયા, ત્રણ પુરૂષને જરા ન લાગી, કહે નેમને કૃષ્ણ પાય લાગી. ૭ એહવો કોઈક કરો ઉપાય, જેણે જરા તે નાસીને જાય; કહે કૃષ્ણને નેમકુંમાર, કરો અઠ્ઠમ તપ ચોવિહાર. ૮ પહેલાં ધરણેંદ્ર તમે ઉપાસો, તેહને દેરાસરે દેવ છે પાસો; તેહ આરાધો આપશે બિંબ, સરશે આપણું કામ અવિલંબ. ૯ મુખથી મોટો બોલ ન ભાખું, ત્રણ દિવસ લગે સૈન્ય હું રાખું; જિનવર ભકિતનો પ્રભાવ ભારી, થશે સઘળી વિધ મંગળકારી. ૧૦ ઇંદ્રે સારથિ માતુલિ નામે, મ્હેલ્યો જિનવરની ભકિતને કામે; આસન માંડીને દેવ મોરારી, અઠ્ઠમ કરીને બેઠા તિણે ઠારી. ૧૧ તુઠો ધરણેંદ્ર આપે શ્રી પાસ, હરખ્યા શ્રીપતિ અતિ ઉલ્હાસ; નમણ કરીને છાંટે તેણીવાર, ઉઠયું સૈન્યને થયો જયકાર. ૧૨ દેખી જાદવનો જાલમ જોરો, જરાસંધનો તૂટયો તિહાં તોરો; ત્યારે લેઈને ચક્ર તે મેલ્યું, વદે કૃષ્ણને આવી તે પહેલું. ૧૩ પછી કૃષ્ણના હાથમાં બેઠું, જરાસંધને સાલતો પેઠું, કૃષ્ણે ચક્ર તે મેલ્યું તિહાં ફેરી, જરાસંધને નાંખ્યો

તે વેરી. ૧૪ શીશ છેડયું ને ધરણી તે ઢળીઓ, જયજય શબ્દ તે સઘળે ઉછળિઓ, દેવ દુંદભી આકાશે વાજે, ઉપર ફુલની વૃષ્ટિ બિરાજે. ૧૫ તુમે વાસુદેવ ત્રણ ખંડ ભોકતા, કીધા ધર્મના મારગ મુકતા, નયર સંખેશ્વર વાસ્યું ઉમંગે, થાપી પાસની પ્રતિમા શ્રી રંગે. ૧૬ શત્રુ જીતીને સોરઠ દેશ, દ્રારિકા નગરીમાં કૃષ્ણ નરેશ, પાળે રાજયને ટાળે અન્યાય, ક્ષાયક સમકિત ધારી કહેવાય. ૧૭ પાસ સંખેશ્વર પ્રગટ મલ્લ, અવનિમાંહે તું એક અવલ્લ, નામ તાહરૂં જે મનમાંહે ધારે, તેહના સંકટ દુર નિવારે. ૧૮ દેશી પરદેશી સંઘ જે આવે, પુજા કરીને ભાવના ભાવે, સોના રૂપાની આંગી રચાવે, નૃત્ય કરીને કેસર ચઢાવે. ૧૯ એક મને જે તુમને આરાધે, મનના મનોરથ સઘળા તે સાધે, તહારા જગતમાં અવદાત મહોટા, ખરો તુંહીજ બીજા સહુ ખોટા, ૨૦ પ્રતિમા સુંદરશાહે પુરાણી, ચંદ્ર પ્રભુને વારે ભરાણી, ઘણે સુરનરે પુજ્યા તુજ પાય, તેહને મુગતિનાં દીધાં પસાય. ૨૧ ઓગણસાઠને ઉપર શત વરસે, વૈશાખ વદિ છઠને દિવસે, એહ સલોકો હરખે મેં ગાયો, સુખ પાયોને ને દુરગતિ પલાયો. ૨૨ નિત્ય નિત્ય નવલી મંગળ માળા, દિનદિન દીજે દોલત રસાળા; ઉદયરત્ન કહે પાસ પસાયે, કોડી કલ્યાણ સનસુખ થાય. ૨૩ ઇતિ.

# શ્રી નેમનાથ સ્વામીનો સલોકો.

સિદ્ધિ બુદ્ધિ દાતા બ્રહ્માની બેટી, બાળકુંઆરી વિદ્યાની પેટી; હંસવાહની જગમાં વિખ્યાતા, અક્ષર આપોને સરસતી માતા. ૧ નેમજી કેરો કેસું સલોકો, એક મનથી સાંભળજો લોકો; જંબુદ્રીપના ભરતમાં જાણું, નગર સૌરીપુર સ્વર્ગ સમાણું. ૨ ચઉટા ચોરાશી બારે દરવાજા, રાજ્ય કરે તિહાં યદુવંશી રાજા; સમુદ્રવિજયધર શિવાદેવી રાણી, શીયળે સીતા ને રૂપે ઇંદ્રાણી. ૩ તેહ તણી જે કુખે અવતરીયા, સહસ અઠોત્તર લક્ષણે ભરીયા; ખારો ખોટો ને મીઠો જે આહાર, ગર્ભને હેતે કીધો પરિહાર. ૪ ઘોર ઘટાએ જલંધર ગાજે, સજલ લીલાંબર પુહવી બિરાજે; વાદળ દળમાંહે વીજ ઝબુકે, ક્ષણ ક્ષણ અંતર મેહ ટબુકે. ૫ પુરણ નદીયે આવ્યાં છે પુર, પુરણ પુહવી પસરયો અંકુર; ઋતુ મનોહર દાદુર ડહુકે, ભરયાં સરોવર લેહેરે તે લહકે. ૬ છબી હરિયાંની અજબ છબીલી, નીલે આભરણે ધરતી રંગીલી; રાગ મલ્હારની ઋતુ ભરેલી, અજુ આળી પાંચમ શ્રાવણ કેરી ૭ પુરણ પસરયો પાવ સકાળ, પુરણ પુહવી પસરયો સુગાળ; મધ્યરાતને પુરણ માશે, નેમજી જનમ્યા રાજ આવાસે. ૮ ચોસઠ ઇંદ્રને છપન્ન

કુમારી, ઓચ્છવ કરીને ગયા નિજ ઠારી; થયો પ્રભાત રાત વિહાઇ, દાસીએ જઈને દીધી વધાઈ. ૯ દુર તે કીધું દાસી આચરણ, અનેક આપ્યાં વસ્ત્ર આભરણ; શોવન થાળની માંહે રૂપૈયા, સવાલાખ તે આપ્યા સોનૈયા. ૧૦ અતિ આનંદ પામ્યો નરેશ. રાજસભામાં કીધો પ્રવેશ; પુત્ર જનમ્યાની નોબત વાજી, નાદે તે રહ્યું અંબર ગાજી. ૧૧ બત્રીશબદ્ધ તિહાં નાટિક થાય, ઘેર ઘેર કુંકુમ હાથા દેવાય; દાન યાચકને દીધાં અછેહ, જાણે કે વુઠા ઉત્તર મેહ. ૧૨ તોરણ બાંધ્યાં ઘર ઘર બાર, ઘર ઘર ગાયે મંગલ ચાર; બારદિવસ લગે ઓચ્છવ કીધો, લક્ષમી તણો ત્યાં લાહોજ લીધો. ૧૩ અરથ ગરથના ખરચ્યાં ભંડાર, નામ તે ઠવ્યું નેમ કુમાર; દિનદિન વાધે ચંદ્ર વદિતો, કડને લંકે કેશરી જીત્યો. ૧૪ ત્રિવલી દેખીને ત્રિભુવન મોહે. ગંગા જમુનાને સરસતિ સોહે; નાસા નિરૂપમ દીપશિ ખાશી, નયણ પંકજ પત્ર પ્રકાશી. ૧૫ મુહથી બોલે અમીરસ વાણી, મનમાંહે હરખે શિવાદેવી રાણી; બાળ લીલામાં બુદ્ધિ ભંડાર, દેખીને મોહે સુરનર નાર. ૧૬ એકદિન નેમજી બજારમાંહે, નગરીના ખ્યાલ જુવે ઉચ્છાંહે; કૃષ્ણતણી જિહાં આયુદ્ધશાળા, તિહાં કણે પોહોતા દીન દયાળા. ૧૭ શંખ ચક્રને ધનુષ ઉદાર, કોદંડ તાણી ને કીધો ટંકાર; વળતા સેવક ઇણીપેરે બોલે, ગોવિંદવિના એ ચક્ર ન ડોલે. ૧૮ ટચી

આંગુલિયે ચક્ર ઉપાડ્યું, ચાક તાણી પરેં ભલું ભમાડ્યું; અર્ચક ઉભા ઈણીપરે ભાંખે, શંખ ન વાજે કૃષ્ણજી પાંખે. ૧૯ હળવેશું લઇ શંખ બજાયો, સાતે પાતાળે સરગે સુણાયો, શેષ સળસળિયા ધરા તિહાં ધમકી, જરૂખે બેઠી કામની ઝબકી. ૨૦ હબક લાગીને હાર તિહાં તુટયા, કંચુક તણા બંધ વિછુટયા; સમુદ્ર જળહળીયા ચઢિયા કલ્લોલે, કાયર કંપેને ડુંગરા ડોલે. ૨૧ હાથી હબકયા ને જબકયા ઝુંજાર, તેજી ત્રાઠા ને ડરયા દિગપાલ; પવન થંભ્યો ને ધરતી ઘેરાઇ, કૃષ્ણજી કહે સુણો બળભદ્ર ભાઈ. ૨૨ કોઈક નવો તે વેરી અવતરીયો; મ્હોટો બળવંત મચ્છર ભરિયો; નાદે અનહદ અંબર ગાજે, એહવો શંખ તે કેણે ન વાજે. ૨૩ ત્રિભુવન માંહે તો કોઈ ન સુજે, ચક્રી બાંરે ને ઇંદ્ર અણુજે; જદુનાથને થઈ તે જાણ, વાત સુણીને થયા હેરાણ. ૨૪ ધ્રુજે ભુધર ચિંતે મનમાંય, રાજકાજ તે મેલ્યા કહેવાય; સુગુણ સોભાગી સાહસિક શુરો, એકે વાતે એ નહી અધુરો. ૨૫ મુઝથી બળીયો એ મહા બળધારી, મ્હોટે સાસે તે પડયો મોરારી; વળી વળી મનમાં ચિંતે વનમાળી, રાજય અમારૂં લેશે ઉલાળી. ૨૬ ઈણે અવસરે નેમ કુમાર, મલપતા આવ્યા સભા મોઝાર; આઘા આવોજી આદર દીધો, સભા સહુ કોઇ પરણામ કીધો. ૨૭ પાણી પશારી શારંગપાણી, મુહથી બોલ્યા તે એહવી વાણી;

આજ પરખીયે બળ તુમારો, નેમ નમાવો હાથ અમારો. ૨૮ કાચી કાંબ જિમ કણયર કેરી, કમળતણીપરે વાળ્યો કર ફેરીઃ નેમજી રહ્યા બાંહ પસારી, જાણે હીંડોળે હીંચે ગિરધારી. ૨૯ વિઠલ મનમાં જુએ વિચારી, એહ કુંવારો બાળ બ્રહ્મચારી; ઇમ ચિંતીને નારી હકારી, છાંટે નેમને બાંહે પસારી. ૩૦ ભરી ખંડોખલી કેશર કુંકુમે; ગોપી દીયરશું રમત રમેઃ સત્યભામાને રૂકમણી રાણી, કહે નેમને એહવી તે વાણી. ૩૧ પરણો રાજુલ રૂપે રઢીઆલી, નારી વિના તે નર કહીયે હાલી; નારીનો રસ તે મોહોટો સંસાર, નારી તેઅછે નરનો આધાર. ૩૨ પુરૂષની પાસે જો ન હોય નારી, વસ્તુ ન ધીરે કોઇ વ્યાપારી; નારી તેઅછે રતનની ખાણ, ઘરણીવડે તે ઘરનું મંડાણ. ૩૩ મુસકીશું બોલે ગોવિંદ રાણી, બત્રીસ સહસ્સમાં વડી જેઠાણી, પાયે પડવું તે દોહેલું જાણી, તે માટે તમે ન્હાની દેરાણી ૩૪ જેહશું અપુરવ પ્રિત બંધાણી, આજ તે હવે કેમ રહીયે તાણીઃ ફરી ઉત્તર નેમે ન દીધો, માન્યો માન્યોજી સહુ કોણે કીધો. ૩૫ બોલ બોલ્યાને કીધી સગાઈ, લીધાં લગનને કરી સજાઇ, છપન્ન કુલકોટી જાદવ મળીયા, તુરને નાદે સમુદ્ર જલહળીયા; ચઢી જાનને વાજીંત્ર વાજે, જાણે અષાઢો જળધર ગાજે; જુગતે કરીને જાદવ ચઢીયા, પ્રથમ ધાવતો નગારે પડીયા. ૩૭ મયગલ માતાને પરવતકાલા, લાખ બેંતાલીસબલ

સુંઢાલા, છાકે છકયાને મદે જરંતા, મુકે સારસી ચાલે મલપં-
તા. ૩૮ લાખ બેંતાલીસ તેજી પાખરીયા, ઉપર અસવાર સો-
હે કેસરિયા, અચ્છિ કચ્છિને પંચ કલ્યાણા, પુંઠે પોઢાને પુરૂષ
સમાણા. ૩૯ સમગતે ચાલે ને ચક્ર રહુંતા, ચંચલ ચપલ ને
ચરણે નાચંતા; સાજ સોનેરી સોહે કેકાણ, લાખ બેંતાળીશ
વાજે નિશાણ. ૪૩ લાખ બેતાલીશ રથ જોતરીયા, કોડી અડ-
તાલીશ પાલા પરવરિયા; નેજા પચરંગી પંચેકોડ જાણું, અ-
ઢીલાખ તે દીવીધર વખાણું. ૪૧ સોહે રાજેંદ્ર સોળ હજાર,
એકશો એંશી વળી સાથે લુહાર, સાથે સેજ વાલા પચલાખ
વારૂ, માંહે સુંદરી બેઠી દીદારૂ. ૪૨ સેઠ સેનાપતિ સાથે પર-
ધાન, ભલી ભાતશું ચાલી હવે જાન; બંદુકની ધુમે સુર છિ-
પાયો. રજ ડંબરે અંબર છાયો. ૪૩ ધવળ મંગળ ગાએ
જાનરણી, જાણે સરસતીની વીણા રણજણી; વાગે કેશરીયે
વરઘોડે ચઢિયા, કાને કુંડલ હીરે તે જડીયા. ૪૪ છત્ર ચામર
મુકુટ બિરાજે, રૂપ દેખીને રતીપતી લાજે; જાન લેઈને જાદવ
સધાવ્યા, ઉગ્રસેનને તોરણે આવ્યા. ૪૫ દેખી રાજુલ મનમાં
ઉલ્લાશે, ચંદર દેખી જેમ સમુદ્ર ઉંધસે; ઘણા દિવસની રાજુ-
લ તરસી. સજી શણગાર જુએ આરસી. ૪૬ અંજન અં-
જીત આંખે અણીઆલી, વેણી સરલીને સાંપણ કાલી; શીશ
ફુલને સેંથે સિંદુર, મયણ રાજાનું પસરયું છે પુર. ૪૭ ગાલે

ગોરીને ઝાલ ઝબુકે, મદભર માતીને નજર ન ચુકે, નાસા નિર્મલ અધર પરવાલી, કેઠે થોડીને ઘણું સુકુમાલી. ૪૮ ભુષણ ભુષિત સુંદર રૂપ, મુખ પુનમ ચંદ્ર અનુપ; રૂડા રૂપાલા કુચ ઉત્તંગ, કસણે કસીને કીધા છે તંગ. ૪૯ હૈયે લાખીણો નવસર હાર, ચરણે ઝાંઝર રણઝણકાર; સજી શણગાર ઉભી જરૂખે, નિરખી નેમને મનમાંહે હરખે. ૫૦ મહોટા મંડપની રચના અતીરૂડી, ગાજે વાંજીંત્ર ઉછળે ગુંડી, ભુંગળ ભેરીને વાજે નફેરી, જુએ રાજુલ નેમને હેરી. ૫૧ ગોખે ચડીને રાજુલ ભાંખે. દિવસ દોહીલા ગયા તુમ પાંખે, કંત તેં કાંઈ કામણ કીધું, મન માહરૂં ઉલાલી લીધું. ૫૨ આજ ફરકે છે જિમણું રે અંગ, સહીએ થાશે રંગમાં ભંગ; કહે રાજુલ સુણો સાહેલી. રખે જાદવ જાએ મુજ મેહેલી. ૫૭ પશુ પેખીને પાયો વૈરાગ, મુગતિ રમણીશું કીધો છે રાગ; નેમજી પુરવની પ્રીત પાળીજે, એમ છટકીને છેહ ન દીજે. ૫૪ મુગતિમંદિરમાં આવજો મળશું, સદા સરવદા રમત રમશું; દાન સંવચ્છરી જિનવરે દીધું. નેમ રાજુલે સંજમ લીધું. ૫૫ પુરવની પ્રીત અવિહલ પાળી, પહોત્યા મુગાતમાં કરમ પ્રજાલી; વેગે વિરહની વેદના ટાળી, શિવમંદિરમાં જાજો સંભાળી. ૫૬ શીળ પાળે જે ચતુરસુજાણ, નામે તેહને કોડ કલ્યાણ; ઉદયરત્ન કવિ ઇણીપેરે બોલે, કોઇ ન આવે શ્રી નેમને તોલે, ૫૭.

ઇતિશ્રી નેમનાથ સ્વામીનો શ્લોકો.

# શ્રી પાર્શ્વનાથનો સલોકો.

સરસતિ સાચિણી તુજ પાયે લાગુ, જાણું ઘણેરી બુદ્ધિજ માગું; પારશ્વનાથનો કહું સલોકો, એક મનથી સાંભળજો લોકો. ૧ નયરી વણારસી અશ્વસેન રાજા, નિત્યે વાજેહો અવિચલ વાજા; વાજાં વાજોને નોબત ધાઈ. પાસ સમરતા સદા સુખદાઇ. ૨ એહવો રાજા તે સહુ શિર રાજે, જેહની સાહેબી સબળ અવાજે, વામા દેવીછે તસ પટરાણી, રૂપે રંભાને જાણે ઇંદ્રાણી. ૩ તેહની કુખે સ્વામી અવતરીયો, જાણે મોતી તે છીપે સંચરીયો; ચઉદહ સુપનાં દેવીજી પામે, મનમાં શાતા હોવે અભિરામે, ૪ પહેલે સુપને ગજ મલપંતો, બીજે ધોરીડો વૃષભ દીપંતો, ત્રીજે સ્વપને સિંહ સનુરો, ધવલ ઉજ્જવલ પુણ્ય પંડુરો. ૫ ચોથે સુપને તો દેવીજી દીઠી, પદ્મ સરોવર કમળેજી બેઠી; પાંચમે ફુટરી ફુલાંરી માલા, જાઇ ચંપકને લાલ ગુલાલા. ૬ છઠે છો પુરો પુનમ ચંદો, દરશન દીઠે ઉપજે આનંદો; દિણયર દીઠો દહદિશિ સોહે, સુરનર કિન્નરને વિદ્યાધર મોહે. ૭ પંચવરણા સુતેજ તપંતી, ધ્વજાતો દીઠી જબજબકંતી; અમૃત ભરીયો કનકમય ઘડીયો, કળસ દીઠો સુખ સંચરીયો. ૮ પદ્મ સરોવર સમુદ્ર સરિખો, ભાવે કરી પંડિત

રૂડાંજી નિરખો; ઈગ્યારમે સુપને ખીર સરોવર, મણિ માણિક- ને મોત્યાંરો આગર. ૯ દેવારો મંદિર બારમે દીઠો, આખ્યાં લોચન અમિય પઇઠો; તેરમે નિરખી રતનની રાસો, સગપણ ચઢીયો જાણું કૈલાસો, ૧૦ અગનિ અપુરવ ચૌદમે ચાવી દીપતી દીઠી મનમાંહે ભાવી; એહવે સુપને હરખ ન માવે. જાઇ રાજાને રાણી જગાવે. ૧૧ સામી સુપના મેં ઇસડાજી દીઠા. દુઃખ દાલિદ્રને દુશમન નીઠા; રાજા જિહારો અરથ વ- ખાણે, પુત્ર હોશેજી પુણ્ય પ્રમાણે. ૧૨ સુખે સમાધે ગર્ભંજ પાળે, અતિશય ભોજન માયજી ટાળે; મનની ઈચ્છાતો સઘળી તિહાં પુરે, યાચક જનના દાળિદ્ર ચુરે. ૧૩ પોષ મહિનો દશ- મો દિહાડો, વદિ તિથિને શુભગ્રહજી વારો; જનમ હુઓને વર્ત્યો જયકારો, ઘર ઘર ઓચ્છવ મંગલચારો. ૧૪ છપન્ન કુમરી ગુણગીત ગાવે, તેવારે દેવલોકે ઘંટ બજાવે; ચોસઠ ઈંદ્ર મળી સુખ પાવે, વિમાન રચીને મેરૂ લઈ જાવે. ૧૫ સુરભિ શીતોદકે કળશ ભરાવે, જિન ગુણ ગાવે ને હર્ષ ન માવે; એ- ણીપરે અભિષેક પ્રભુ તન કીધો, આતમ નિર્મળ ઇંદ્રે તિહાં કીધો. ૧૬ ભવજળ બુડંતા હેલા નિસ્તરીયો, અતિ હરખ આનંદે ભરીયો; ગાવે નાચેને ઉલટ આણે, જનની કને તે આણે સુવાણે. ૧૭ સુર સઘળા મળી અમરાપુર પોહોતા, હર-

ખ મંગળને ગીત સંજુત્તા; પ્રભાત હુઓને સુરજ ઉગ્યો, અં-
ધકાર જઇ અસમાને પુગ્યો. ૧૮ રાજા અશ્વસેન ખબરજ પાઈ.
ઘર ઘર વાંટે બહોત વધાઈ; તરીયા તોરણુને ઓત્સવ જાજાં,
ગીત ગાનેને વાજેછે વાજાં. ૧૯ સકળ કુટુંબને સગા જિમા-
ડે, સજ્જન જનને હરષ પમાડે; તેહી નિમિત્તને નામજ થાપે,
પાસ પયંપે દાળિદ્ર કાપે. ૨૦ પાસ કુમરજી દિનપ્રત્યે વાધે,
રાજા હરખે જેમ રતનજ લાધે, દિન દિન દીપતો પાસ કુમા-
રો, ચઢતે પક્ષે જેમ ચંદ વિસારો. ૨૧ અનુક્રમે યૌવન જોરે-
જી આવ્યા, પ્રભાવતી કુમરી પ્રભુ પરણાવ્યા: પ્રસન્નજીત
રાજાની કુમરી, રૂપે રૂડીને જાણીયે અમરી. ૨૨ વદનકમળને
નેત્ર સુચંગા, બણતે વેશે તો અંગ સુરંગા; મદન સકોમલ
બાંહ છે સારી, કટીતટી પાતળી જંઘ શફારી. ૨૩ કરની આં-
ગુળીયો દીપે જેમ તારો, કંઠે તો શોભે નવસરો હારો; કાને
કુંડળ ઝાલ ઝબુકે, પગે નેવરી રણજણ રણકે. ૨૪ હાલતી
જાણે હાથણી દીસે, પ્રભુની જોડીતો બની સરીસે; પાંચ પ્રકારે
સુખ સંસારા, ભોગ સંયોગ વિવિધ અપારા. ૨૫ એક દિન
તેણે પુરે આય સવાયા, ગંગાને નીરે ભૂમિ છંટાયા; કેઇક
કરતા આતમધ્યાન, કેઇક ભખતા કંદને પાન. ૨૬ ભાગ ચલ-
મન અમલ આરોગે, ઘર ઘર ફિરતા ગોરખ જોગે; કેહને ગળે

માળા રૂડી રૂદ્રાક્ષ, કેઇક જપંતા મંત્ર અભાષ. ૨૭ જાજા યો-
ગીડા મળીયા તિહાં મુંડા; કેઇક પીવે છે ભાંગ ભરી કુંડા,
તેહ ટોળામાં એક છે મહોટા, દીલે વિભુતિને કાછ તંગોટો.
૨૮ વાઘ અબરને ઉંચા બે હાથો, બેઠો વિચમાંહે બહોળો છે
સાથો; નામ કમઠને લખણ છે કાળો, લગાવે ઈંધિણે અગનીની
જાળો. ૨૯ પંચાગ્નિ તો પરગટ સાધે, ઉપર સુરજ તાપ અ-
ગાધે; બેસે વચમાંહે કમઠ કુલંઠ, અતિ અન્યાયીને ગાઢા ઉ-
લ્લંઠ. ૩૦ તપ તપે પણ મનમાંહે કુડો, એહવી તપસ્યાયે ફળ
નહીં રૂડો; વામાદે જંપે પુત્ર સુણીજે, માતાનો વંછિત વેગે
પુરીજે. ૩૧ બાહિર આવ્યો છે તાપસ એક, યાત્રા કરાવો ઘણે
વિવેક, માતાને વચને ગજે આરોહે, સુર નર નારીનાં ચિત્ત
તિહાં મોહે. ૩૨ સજી શણગારને મુખે તંબોલ, પ્રભુને સેવતાં
હોય રંગરોલ; ગંગાને કાંઠે પાસ પધારે, તાપશ મનમાંહે ખુ-
શી તેવારે. ૩૩ વળી વિશેષેં ઈંધિણ બાળે, અગનિ ધુખંતિ
જવાળો જવાળે; અરે પાપી કાં જીવને જવાલે, અધબળ્યો
નાગ તે માંહેથી નિકાલે. ૩૪ દેઈ નવકારને નાગ ઉગારે, આ-
પણો સેવક કરીને બેસારે; સર્વ પાતાળનો રાજ જે આપે,
સર્વ પાપના ફોડજ કાપે. ૩૫ કમઠ દેખીને ગાંઢા રીસાણો,
એણે મહારો બોલ તે નીચો પીછાણ્યો; અવધિ જ્ઞાનીને આપ

અરિહંત, ભય ભંજન એહ ભગવંત. ૩૬ મહાજનને જાણીઙ પ્રભુજી એ સબળો, કમઠ દેખીને પડી ગયો નિબળો; લોકે નિંદા તિહાં ક્રમઠની કીધી, દયા પાળે છે જગત પ્રસિદ્ધિ. ૩૭ દયા વિના કોઇ ધર્મ ન કહિયે, દયા પાળતાં શિવસુખ લહીયે, કરે ધર્મને દયા ન પાળે, તેહનો ધર્મ તો આળ પંપાળે ૩૮ કમઠ લજ્જાણો મન અકુલાણો, મરીને કરયો એહ નીચાણો; મેઘમાળી તે દેવતા હુઓ, તપસ્યા કરણીયે વ્યંતર થયો. ૩૯ સ્વામી ઘર આવ્યા બહુ સુખ પાયા; દેઈ વરસીનો દાન સવાયા; ઘણે આડંબરે સંયમ વરીયા, ચારિત્ર પાળે છે ગુણમણિ દરીયા. ૪૦ શમ દમ શોભિત ભરીયો છે દેહ, નવ કર દેહ છે પ્રભુ ગુણગેહ; પંચ ઇંદ્રીને પ્રભુ વશ કરતા, સંયમ સત્તર ભેદે તે ધરતા. ૪૧ વડતળે કાઉસ્સગ્ગે એક સમે આવે, ધ્યાન શુકલ તે મનમાંહે ધ્યાવે; પુરવ ભવનો વૈર સમરંતો, મેઘમાળી તે ક્રોધ ધરંતો. ૪૨ કાળા પીળાતો વાદળ લાવે, ઉપર બારહ મેહ વરસાવે; વીજળી જબજબ આકરી જબકે, દેખી કાયરનાં હૈયાં તિહાં હબકે. ૪૩ નાસિકા સુધી નીરજ આયો, ધ્યાન અડગ જેમ મેરૂ રહાયો; ધરણેંદ્રે આવી ઉપસર્ગ વારયો, કમઠાસુર તબ દુર વિડારયો. ૪૪ ટાંગ પકડીને અળગો પછાડયો, લાતો ધુમાને મુઠીયે મારયો; હાથશું માથો નીચો નમાડયો, પછી પ્રતિબોધ રૂડો પમાડયો. ૪૫ પ્રભુ શું

ખમાવી નિજ અપરાધ, આપણા કરયા કર્મની બાધ; ખમી ખમાવી સુરલોક પોહોતો, ધરણેંદ્ર આપણે ઠામે સપહોતો. ૪૬ પાસપ્રભુતિહાં કેવળ પામ્યા, અબાધ જીવોને ઉપદેશ કામે; આયુ પુરીને મુક્તિપધારે, ત્રિભુવન વર્ત્યો જયજયકારે. ૪૭ મંગળ કારણ પાસજી થુણિયો, ચિત્ત થિરતાપે નામજ ગુણીયો; સંવત સત્તરને વરસ પચાસે, પાસજી સ્તવીયા મનને ઉલ્લાસે. ૪૮ આસો માસની આઠમ ધવળી, પાસ ગાવતાં આશા થઇ સફ ી; તપગચ્છાધિ વિજયરત્ન રાજે, સર્વ શાસ્ત્રમાં પંડિત છાજે. ૪૯ તત્વહંસ ગુરૂ તેજ સવાયા, તેથી ઋદ્ધિ વૃદ્ધિ સંપદા પાયા; મત્તહંસે વામાનો નંદન મલાયો, નિત્ય સમરણું વામાનો જાયો. ૫૦ ગાવે વાંચે તેની પુરાશે આશ, પાસ સેવતાં લીલ વિલાસ; સ્તુતિ જીભડીયે કેટલી કહીયે, જેના ગુણનો પાર ન લહીયે. ૫૧.

ઈતિશ્રી પાર્શ્વનાથનો સલોકો.

---

# શ્રી વિવેક વિલાસનો સલોકો.

---

સરસતિ માતા તુમ પાયે લાગી, દેવ ગુરૂતણી આગના માગી; કાયા નગરીનો કહું સલોકો, એક ચિતેથી સાંભ-

ળજો લોકો, ૧ નગરી અનોપમ અતિ ઘણી સારી, માંહે વસે છે મોહોટા વ્યાપારી, દશ દીવાન ચતુર સુજાણ, તેનાં નામનાં કરૂં વખાણ. ૨ પાન અપાન ઉદાન કહીયે, સમાન વ્યાન પાંચમો લહીએ; નાગ ધનંજય દેવદત્ત કહ્યા, કુરકલ કુરમ દશ એ થયા. ૩ પાંચ ઇંદ્રિયો ખાસા પ્રધાન, મનબળ વચનબળ કાયાબળ જાણ, શ્વાસોશ્વાસને આઉખું લહીયે, એ દશે પ્રાણ કાયામાં કહીએ. ૪ પાંચ પટોધર બુદ્ધિના ભારી; નગરીની શોભા વધારે સારી; કાયા માંહે છે તત્વને પ્રાણ, ઓળખી લેજો ચતુર સુજાણ. ૫ જળ પૃથ્વીને વાયુ આકાશ, પાંચમું કહીએ તેજ આભાસ; નિશદિન ભલી ચાકરી કરે, ખાવંદની આણા શિરપર ધરે. ૬ એકેકા સાથે જમાદાર પાંચ, કરે રખવાળું ખાયે નહીં લાંચ; લોહી કફ ચિત્ત વીરિય કહીએ, પરસેવો પાંચે જળના લહીયે. ૭ હવે પૃથ્વીના કહુ તે ધારો, શ્રોતા સાંભળી દીલમાં ઉતારો; ચામ હાડ ને માંસ રૂવાંટા, નસો એ પાંચે જુજવા સાટાં. ૮ ઉંઘ આળસ તરસ ને ભૂખ, કાંતિ એ પાંચે માંણે છે સુખ, એ પાંચે આણા તેજની ધરે, નિશદિન ચાકરી બરાબર કરે. ૯ બળ પ્રસન્ન ધાયની હીચલ કહે છે, સંકોચણ વાયુ હુકમમાં રહે છે; સાચ જુઠ મોહ લોભ અહંકાર, એ પાંચે કહ્યા આકાસર સાર. ૧૦ નગરીના ધણી સો-

હુંજી સાખી, મન રાજાને ઈજારે આપી; મન બુદ્ધિ ચિત્ત અ-
હંકાર ચારે, ભેળા બેશીને મનસુબો ધારે. ૧૧ પંચરંગી બં-
ગલો દશે દરવાજા, રાજ કરે છે તિહાં મન રાજા; બહુ બળિ-
યો જેનું જોર છે ભારી, તે થકી રહ્યા ઇંદ્રાદિક હારી. ૧૨ દેવ
દાનવનું કાંઈ નવ ચાલે, મોહોટા મુછાળા હામ ન ઘાલે;
એવો જોરાવર જાલમ કહીયે, જેહના પરાક્રમનો પાર ન લ-
હીએ. ૧૩ બેટાબેટીઓ વિસ્તાર ભારી, મન રાજાને ઘેર દો
નારી, પાટે ઠકુરાણી પ્રવૃત્તિ કહીએ, જેનું ચરિત્રતો ત્રણલોક
લહીયે, ૧૪ જેહના પરાક્રમથી રાજા લોભાય, અણમાનીતીને
મોહોલે નવ જાય; અણમાનીતીનું ભારે છે કામ, નિવૃત્તિ રા-
ણી જેહનું છે નામ. ૧૫ પ્રવૃત્તિ સાથે રાજા રમેછે, નિશદિન
રાણી મનમાં ગમેછે; રાણીને ઝાજી રાજાથી માયા, એમ કરતાં
પાંચ દીકરા જાયા. ૧૬ તે ઉપર એક બેટી ત્યાં જાણી, છ
ફરજન જણ્યા પ્રવૃત્તિ રાણી; પાંચ પુત્રને રાજા પરણાવે, એ-
કેકી કન્યા મનગમતી લાવે, ૧૭ પાંચ બેટાનાં કહું છું નામ,
બહુ બળીયા જેનું જોરાવર કામ; વડેરો બેટા મોહજ કહીયે,
કામને ક્રોધ તિસરો લહીયે. ૧૮ લોભ માન એ પાંચેરે ભાઈ,
આસા બેહેની એ છની સગાઈ; મોહ રાજાને કુમતી નારી,
પાંચ બેટાને બેટી એક સારી. ૧૯ અચેત અજ્ઞાન શોકને ઘો-

ખ, પરદ્રોહી પાંચે ભાઇનો થોક; મિથ્યા નામે તે કુંઅરી જા-
ણી, છએની માતા કુમતિ રાણી. ૨૦ ઠામ નાનેરો મોહનો
ભાઇ, રતિ સ્રીથી કીધી સગાઇ; પાંચ બેટા પણ રતિને થયા,
મદ મચ્છર ને ઉન્માદ કહ્યા. ૨૧ ચોથો દીકરો અંધક લહીયે,
હિંસા પાંચમો ભાઇ તે કહીયે; વિષયા બેટી પાંચેની બેહેની,
લાજ ન રાખે જગતમાં કેની. ૨૨ ત્રીજો નાનેરો લાડકવાયો,
ક્રોધ પ્રવૃત્તિ કુખેથી જાયો, હિંસા નારી તો તેને પરણાવે, પાંચ
બેટા ને બેટી એક થાવે. ૨૩ કુવચન અહંકાર મમતા ને ઈર-
ખા, રીશાળો ભાઇ પાંચે એ સરખા, અદયા નામે છે પાંચેની
બેહેની, દયા ન આણે જગતમાં કેની. ૨૪ ચોથો લોભ તે
જગત વિખ્યાતો, તૃષ્ણા નારીથી ફરે નિત માતો, પાંચ બેટા
તે તૃષ્ણાને થાય, લાલચ ચાહને પ્રાહ કહેવાય. ૨૫ અચેત
સ્વારથ માડીના જાયા, મમતા બેહેનીથી સરવેને માયા, માન
પાંચમો નાનેરો ભાઈ, ભર્માવતી સાથે કીધી સગાઇ. ૨૬ પા-
ખંડ પરપંચ અશુદ્ધ ધુત, કુબુદ્ધિ પાંચે ભાઇનો એ જુથ્થ,
છઠ્ઠી દીકરી ભર્મણા ડાહી, ભર્માવતી રાણી કુખેથી જાઇ. ૨૭
બેટાને ઘેર બેટા ત્યાં કીધા, સરવાળે ત્રીશ એકઠા લીધા, ષટ
દીકરી વહુવારૂ પાંચ, જીતી ન શકે આપી કોઈ લાંચ, ૨૮
એકતાલી જણનું હેતજ એહેવું, સરવે જગતને વખાણ્યાં જે-

હેવું; રાણી પ્રવૃત્તિ સરવેને જોતી, કુંવરી આશા છે પીયર પ-
નોતી. ૨૯ કુંવરી વિચારે ધન્ય મુજ અવતાર, પાંચ ભાઈ-
ઓને ઘેર વિસ્તાર, ત્રણ જગતમાં મ્હારી વડાઈ, મ્હા
બળીયા યોદ્ધા મહારાછે ભાઈ. ૩૦ પચીશ ભતરીજા જગતમાં
મ્હાલે, તે આગલ કોઈનું જોર ન ચાલે.ભાભીઓ પાંચ પરીબળ
ઝાજુ, પાંચ ભતરીજી કામછે કાજુ, ૩૧ એતો પરિવાર કહ્યો
ભલેરો, હવે સાંભળો નિવૃત્તિ કેરો, એક દિન રાજા તતપર થયા,
અણુમાનીતિના મહોલે ત્યાં ગયા, ૩૨ દેખી સુંદરી પામ્યા
વિશ્રામ, આતો ડરવાનું દીશે છે ઠામ, એવું જાણીને તિહાંજ
રહ્યા, નિવૃત્તિને પણ દીકરા થયા. ૩૩ પાંચ દીકરા ઉપર બેટી,
જેવી રતનની ભરેલી પેટી, દાન પુણ્યને ધરમના તાજા, પ્રથમ
હુવા વિવેક રાજા. ૩૪ શુભ શીળને સંતોષ કહીયે, પાંચમો
ભાઇ વૈરાગ્ય લહીયે; અણ આશા નામે બેટી સવાઈ, જેહના
મહાબળિયા સમરથ ભાઇ. ૩૫ જે કોઈ અણુઆશા કુંવરીને
વરિયા, તેતો ભવસાગર ક્ષણમાં તરિયા; આશા છાંડીને અણુ-
આશા આણે, તેતો અક્ષયપદ મહોલમાં માણે. ૩૬ જેહના
ભાઇઓની આબરૂ આખી, સરોવરવાસામાં રાખે નહી બાકી;
સરવે રીજીને એહેવુંજ આપે, જન્મ મરણનું સંકટ કાપે.
૩૭ કુંવરી અણુઆશા પીયર પનોતી, પતિવ્રતા ધર્મ પાળે

નિજ સતી; તેહના પીયરનાં કહુંછુ નામ, શ્રોતા સાંભળજો થઈ સાવધાન. ૩૮ વિવેક રાજાને સુમતિછે રાણી, જેહની વાર્તા શાસ્ત્રે વંચાણી; પાંચ દીકરા પ્રસવ્યા સારા, મુખથી બોલે તે અમૃતધારા. ૩૯ પહેલો જ્ઞાન ને પરકાશ બીજો, સચિત કુંવર જનમ્યો છે ત્રીજો; ભાવ નીતિ એ પાંચ પરમાણો, શ્રદ્ધા કુંવરી છઠ્ઠી એ જાણો. ૪૦ બીજો કુંવર વિચાર કહીયે, સુબુદ્ધિ રાણી પાર ન લહીયે; જેહની કુખે તે પાંચ જણ થયા, અકલ અકામ ઉદાસ કહ્યા. ૪૧ શુચિ સુકૃત પાંચ એ ભાઈ, જુગતી નામે તો કુંવરી જાઈ; ત્રીજો કુંવર શીલછે ડાહ્યો, ક્ષમા રાણીને પાલે બંધાયો. ૪૨ વિનય સહન દયા ને મુનિ, ગંભીર ગરજ રાખે નહી કોની; દીનતા નામે કુંવરી ડાહી, જેહના બહુ ગુણી પાંચે છે ભાઈ. ૪૩ ચોથો કુંવર સંતોષ જેહને શાંતિ નામે તો રાણી છે તેહને; પાંચ કુંવર રાણીયે જાયા, ત્રણ જગતમાં ન જાયે વાહ્યા. ૪૪ સત્ય ધીરજ ને વિશ્વાસ કહીયે, ચોથો નિઃસંદેહ કુંવર લહીયે; પાંચમો કુંવર કરૂણાવંત જાણું, સુખી નામે તો કુંવરી વખાણું. ૪૫ વૈરાગ્ય ન્હાનો પાંચમો ભાઇ, શોભા શી કહું વરણી ન જાઈ; જેની કીરતિ ત્રીલોક જાણી, વિદ્યા સરખી તો જેને ઘર રાણી. ૪૬ શમ દમ સંયમશું રમત જેહની, વિરક્ત ઉદાસ વાત છે તેહની; સર-

સતી કુંવરી ગુણ બહુ કહ્યા, જેની કૃપાથી પૂર્વધર થયા. ૪૭ એ સહુ પરિવાર નિવૃત્તિ કેરો, સ્ત્રી પુરૂષનો રંગ ભલેરો; એહવું કુટુંબ કહાવે જેહને, પારંગત થાવે વાર શી તેહને. ૪૮ નિવૃત્તિ કેરો સરવાળો કીધો, એકતાળી જણનો લેખોજ લીધો; ત્રીશ મરદ ને અગીયાર નારી, સાંભળી વાતને રાખો વિચારી. ૪૯ બેહુ શોકયોનો વિસ્તાર જાણું; કુંવર કુંવરીઓ સરખી વખાણું; એકતાળી હુતો બ્યાસી કહેવાય, બેહુનો પરિવાર એટલો જાય. ૫૦ બન્ને શોકયો ને તીસરો રાજા, સુખ ભોગવે રહે નિત્ય તાજા; પંચાશી જણ જગતમાં કહે છે, કાયા નગરીમાં એકઠા રહે છે. ૫૧ એક દિન બહુ શોકે કીધી લડાઈ, મહોલો બંધાઈ સામસામી ભાઇ; પ્રવૃતિ કુટુંબ એક પાસે થયું, નિવૃત્તિ કુટુંબ મુકામે કહ્યુ. ૫૨ બાંધ્યા મોરચા લડવાને સારૂ, કીધી સામગ્રી ગોળાને દારૂ; સહુના દાદાજી મનજ કહ્યા, પ્રવૃત્તિ પુત્રની સંધાતે ગયા. ૫૩ સહુનો ઈષ્ટ છે આતમારામ, સાક્ષી રહીને જુવે છે કામ આતમારામે દીલમાં એમ ધારયું, ઘરડે ફુટામણ કીધું છે ખરૂં. ૫૪ માનીતીકેરે વશજ થયો, માટે કુંવરની સંધાતે ગયો; એવું ના ઘટે ઘરડાને કરવું અણમાનીતીના કુંવરથી વઢવું. ૫૫ માટે આપણે તિહાં નહીં જાવું, અણમાનીતીના કુંવર તરફ થાવું; વિવેક સૈન્યને ધીરજ

આપી, લડાઈ કરવી મુકરર થાપી. ૫૬ તમારી તરફ અમો રહીશું, મન રાજાથી યુદ્ધ કરીશું; નિવૃત્તિ સુત તત્પર થયા, હથીયાર લેઈ મોરચે ગયા. ૫૭ રણસંગ્રામે રોપ્યો છે ભાઈ, કેવી થાયછે જુવો લડાઈ; માનીતી કેરી તરફ મનજ ચડીયા, તત્ક્ષણ આવી મોરચે અડીયા. ૫૮ વિવેક વિચાર ઉભાછે ભાઈ, આતમારામે કીધી ચડાઇ; ચડી મોરચા આગળ આવે, તોપો નાલોને બંદુકો લાવે. ૫૯ મન મહાબળીયો જોધો કહેવાય, જેહનો તાપ તો નવિ સહેવાય; મન રાજાયે તોપ હલાવી, આતમારામ ઉપર ચલાવી. ૬૦ છુટે ગોળા ને ભડકા થાય. કાયર કેરા તો ઠરે નહી પાય; ભાલા બરછીને કબાણ તીર, જાળવી લેછે આતમ વીર. ૬૧ ખાંડા ખંજરના ઘાવ કરે છે, આતમારામ પટે રમેછે; ધોબ ખપુવા ને કટારા ઘાવ, આતમારામ જાળવે દાવ. ૬૨ પાછેરો જઈ આગેરો આવે, આતમા ઉપર ઘાવ ચલાવે; ન વાગે તીર ન વાગે ગોળી, ફરીથી આવ્યો બરછીજ તોળી. ૬૩ નહી મુકું હવે એમ વદે છે, આતમારામ ખડખડ હશે છે; થાકયો મનરાજા ઘાવજ કરી, પાછો ગયો તિહાં મોરચે ફરી. ૬૪ કરે વિચાર હવે કેમ થાશે, આતમારામ કેમ જીતાશે, મહારા જોરથી કોઈ નવ રહ્યા, મહોટા મુછાળા ઉડીને ગયા. ૬૫ દેવ દાનવ સરખાને હણું, ઈંદ્રાદિક

કેરો ભાર ન ગણું, કહીકને કીધા ધુળજ ભેળા, આજ શું થયું આવી કેમ વેળા. ૬૬ મન જાણે જે પાછો કેમ ભાગું, મહારા જોરને ખાંપણ લાગ્યું, તતક્ષણ તિહાંથી ઘોડો ચળાવ્યો, આતમારામ નજીક આવ્યો. ૬૭ ઉપરાઉપર કરેછે ઘાવ, કાંઇ નવ ચાલે મનનો દાવ, આતમરામ ધીરજ લાવી, જ્ઞાનની ગુપ્તી તિહાં ચલાવી. ૬૮ ક્ષમા ખંજરનો ઘાવ તિહાં કીધો, થયો ઘાયલ પકડીને લીધો, અવળે મુસ્તકે બાંધે જેમ ચોર, મનનું તિહાં ચાલે નહીં જોર. ૬૯ બહુ જોરાવર જોધો વશ કીધો, જીતનો ડંકો નગારે દીધો એવું જોઇને થરથરી છાતી, પ્રવૃત્તિસુતની આંખ તિહાં ફાટી. ૭૦ મહા બળિયો મોહ ચડીયો છે ત્યાંહી, ઝપટ કુણ જીલે ત્રિલોકમાંહી, આણીકોરથી વિવેક ચડિયા, બન્ને આવીને મોરચે અડિયા. ૭૧ ઘણું ઘમશાન ચાલી લડાઈ, સામાસામી ત્યાં આફલે ભાઈ, સ્ત્રીએ સ્ત્રીને બેટીયે બેટી, પહેરયાં બખતર જુલમ પેટી. ૭૨ સામાસામી તિહાં કડાકા થાય, જુદ્ધનો વરણવ કહ્યો નવ જાય, અન્યોઅન્યથી બળીયા બહુ શુર, જેવું સાયરનું ચડતું પુર. ૭૩ સામા સામી ત્યાં પગટયું છે વહેર, જેમ પવન ને સાગરની લહેર, મિથ્યા સાચને થાય લડાઈ, શોકના સામો ભાવ વડાઇ. ૭૫ જ્ઞાનના સામો અજ્ઞાન આવે, સુમતિ કુમતિને પાછી હઠાવે; અચેત ચેતના સામો અડે છે, ઘોખ પ્રકાશ સામો ભડે છે. ૭૫

સમગ્ર દ્રોહને હઠાવે જીહાં, કામ વિચાર આફળે તિહાં; જુકિત ના સામી વિષયા કહેવાય, સુકૃત સામો મદ ચડી આય. ૭૬ મચ્છર સામો લાજ તિહાં કહિયે, હિંસાના સામો સંયમ લહિયે; અંધક કરતાં અકલજી બળિયા, અકામ બાધ્યે ઉન્માદ છળિયા. ૭૭ ક્ષમા હિંસા ને પાછો હઠાવે, શીયલ ક્રોધને બાંધીને લાવે; દયા નિર્દયને હઠાવે ઝટમાં, મુનિ કુવચન ઉતારે ઘટમાં. ૭૮ અહંકાર માફી વિનયથી માગે, રીશ સહનને પાપ ત્યાં લાગે; દ્રોહી સુમતાની આગળ નવ ચાલે, ગંભીર ઈર્ષ્યાને કેદમાં ઘાલે. ૭૯ સંતોષ આગળ નહીં ઉપાય, લોભ બાપડો નાશીને જાય; અભિમાનનું ચાલે નહીં કશું, ઉદાસ આગળ જાણવો પશું. ૮૦ વિરકત આગળ અુરકતના વાંક; વૈરાગ આગળ દંભકજી રાંક, વાણી સારતાં ભર્મણા કાહોનો, શમદમ આગળ પરપંચ શાનો. ૮૧ ન્યાય આગળ નહી પાખંડ ભારે, શુદ્ધ આગળ અશુદ્ધ હારે; સાચ જુઠને સદાય વૈર, જુઠ હારેતો મંગળિક ઘેર. ૮૨ કુંવરી અણઆશા જોરાવર ભારી, તે આગળ આશા રહીછે હારી; કેટલા કહું પાર ન આવે, જુદ્ધ સંગ્રામ ભલો મચાવે. ૮૩ આખર જીત તો નિવૃત્તિ કેરી, જેહની પરજાછે અતિ ભલેરી; પ્રવૃતિસુતને જેણેજ જીપ્યા, ભવસાગરમાંહે કદી નહીં છીપ્યા. ૮૪ જે જન માનિ-

તી સુતને જઈ મળિયા, તેતો દાવાનળ દુઃખમાં જઇ બળિયા; એવું જાણીને અભિમાન ખોવું, પ્રત્યક્ષ વાતે એ કાયામાં જોવું. ૮૫ દેવતા માગે મનુષ્ય અવતાર, તે નગરી આપણ પામ્યા નિરધાર; માટે નિવૃત્તિસુતને જઇ મળવું, પ્રવૃત્તિ કુંવર સંધાતે લડવું. ૮૬ પુરવે એ કુંવર સંધાતે લડિયા, તેતો ગ્રંથાદિક પુસ્તકે ચડિયા; રખે અંદેશો મનમાં કોઇ રાખો, છએ શાશતર પુરેછે શાખો. ૮૭ શેષ સરસ્વતિ પાર ન પાવે, તો કવિની બુદ્ધિ કેમ કરી ગાવે; પુરો સલોકો કીધો આ ઠામ, હવે કહું છું કવિનું નામ.૮૮ ઓગણીસેં ત્રણનો માગસર માસ, શુકલ પક્ષનો દિવસ ખાસ; તિથી તેરસ મંગળવાર, કરયો સલોકો બુદ્ધિ પ્રકાર. ૮૯ શહેર ગુજરાત્ત રેવાશી જાણો, વીશાશિરમાળી નાત પરિમાણો; વાઘેસ્વરીની પોળમાં રહે છે, જેહવું છે તેહવું સુરશશી કહે છે. ૯૦ નથી જાણતો ગણને ભેદ, કોઈ કરશોમાં મુજપર ખેદ; કવિજન આગળ મહારી શી મતી, દોષ ટાળશે માતા સરસ્વતી. ૯૧ સૂત્ર સિદ્ધાંત નથી હું ભણ્યો, જાડા રેશમનો દોરડો વણ્યો; વાત સાચી છે કાયામાં ખોજો, વિવેકી પુરૂષો વિચારી જોજો. ૯૨

ઇતિશ્રી વિવેકવિલાસનો સલોકો.

**સમાપ્ત.**

# જૈનધર્મનાં વાંચવાલાયક પુસ્તકોનું લીસ્ટ.

| | | | |
|---|---|---|---|
| ચોવીસી વીસી સ્તવન | ૧-૮-૦ | માનતુંગ માનવતી નોવેલ | ૦- |
| પૂજાસંગ્રહ ભા. ૧-૨-૩-૪ | ૧-૮-૦ | પ્રદ્યુમ્ન નોવેલ | ૦- |
| સજ્ઝાયમાળા હરેક ભાગનો | ૧-૦-૦ | લાવણી સંગ્રહ | ૦- |
| કુમારપાળનો રાસ | ૦-૮-૦ | ગહુંલી સંગ્રહ | ૦- |
| ચંદ્રશેખરનો રાસ | ૦-૮-૦ | સિદ્ધાચળનાં સ્તવન | ૦- |
| વસ્તુપાળ તેજપાળ | ૦-૪-૦ | જૈન મધુર ગાયન રસ. | ૦-૨ |
| ચંદરાજાનો રાસ | ૦-૮-૦ | સ્તોત્ર રત્નાકર | ૦- |
| રત્નપાળ વહેવારિયાનો | ૦-૪-૦ | નવસ્મરણ ગુજરાતી | ૦- |
| શ્રેણિક રાજાનો રાસ | ૦-૪-૦ | દેવશીરાઈ પ્રતિક્રમણ | ૦-૪-૦ |
| પંચપ્રતિક્રમણ સૂત્ર | ૦-૪-૦ | ગોડીજીનાં ઢાળીયાં | ૦-૧-૦ |
| ચંદન મલયાગિરિનો રાસ | ૦-૨-૦ | ગુણાવળીનો કાગળ | ૦-૧-૦ |
| કાનહડ કઠિયારાનો રાસ | ૦-૧-૦ | મલ્લીનાથનું વર્ણન | ૦-૧-૦ |
| એલાયચીકુમારનો રાસ | ૦-૨-૦ | મલયાસુંદરી નોવેલ | ૦-૧૦-૦ |
| અંજનાસતીનો રાસ | ૦-૧-૦ | રાજકુમારીસુદર્શનનોવેલ | ૦-૮-૦ |
| ૭ ભાઈનો રાસ | ૦-૧-૦ | વિદ્યાચંદ્રસુમતી નોવેલ | ૧-૦-૦ |
| કયવન્ના શાહનો રાસ | ૦-૨-૦ | દેવવંદનમાળા શાસ્ત્રી | ૧-૦-૦ |
| શ્રીપાળ નોવેલ | ૦-૫-૦ | પૂજાસંગ્રહ ભા. ૧-૨ | ૦-૧૨-૦ |

આ શિવાય બીજાં ઘણી જાતનાં નાટકો, નોવેલો, વારતાઓ તથા કાયદા વિગેરેનાં પુસ્તકો અમારે ત્યાં મળે છે, પોસ્ટેજના અડધો આનો મોકલી પ્રાઈસલીસ્ટ તથા શારદાપૂજન તથા જૈનપંચાંગ મફત મંગાવો.

**શા. કેશવલાલ સવાઈભાઈ સમશેર બાહાદુરવાળા.**

**ઠે૦ રીચીરોડની** સડક ઉપર—**અમદાવાદ.**